મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાના
ધોરણ અભ્યાસ ક્રમાનુસાર

# અમદાવાદ શહેરની
# ભુગોળ.



(નકશા સાથે)



ગુજરાતી બીજા ધોરણના ઉપયોગ માટે



કર્તા
નાથાલાલ રણછોડલાલ માસ્તર.

પ્રસિદ્ધ કર્તા.
નારણલાલ મોતીલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.



આવૃત્તિ બીજી   સને ૧૯૨૬   પ્રત ૩૦૦૦

કીંમત ૦-૪-૦ ચાર આના.

[illegible] શ્રી કેસરીઆજી પ્રેસમાં છાપી [illegible].

મુંબાઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાના

બીજા ધોરણના અભ્યાસક્રમાનુસાર.

# અમદાવાદ શહેરની ભૂગોળ.

## (જિલ્લા તથા નકશા સાથે)


કર્ત્તા

નાથાલાલ રણછોડલાલ માસ્તર.

અમદાવાદ.





છપાવી પ્રસિદ્ધ કરનાર

નારણલાલ મોતીલાલ બુકસેલર.

રીચીરોડ–અમદાવાદ.

આવૃત્તિ બીજી.    સને ૧૯૨૬.    પ્રત ૩૦૦૦.

કીંમત ચાર આના.

મહેતાજી ગોવીંદલાલ બાપાલાલ.



જન્મ તીથીં ૧૦-૨-૧૮૬૨ મરણ તીથી ૨૯-૧૦-૧૯૧૭

# અર્પણ પત્રિકા.

---

સ્વર્ગસ્થ

માનવંતા મહેતાજી સાહેબ

ગોવિંદલાલ બાપાલાલ શાહ.

અમદાવાદ.

આપશ્રીએ પરોપકારી અને દયાળુવૃત્તિથી કેળવણી-ખાતાની તન, મન, અને ધર્મથી સેવા બજાવી છે. બાળકો તથા માસ્તરોનાં તનમનને ઉન્નત કરવા પ્રયાસ કર્યા છે.

વળી આપનો નીતિ, સત્ય અને કર્તવ્યપરનો પ્રેમ જોઇ સર્વેના હૃદયમાં ઉત્તમ છાપ પડે છે.

આપશ્રીના ઊંચા ખાનદાનના એ પવિત્ર ગુણો તરફ આકર્ષાઈ મારા હૃદયમાં ઉછળતી પ્રેમની ઉર્મિઓ સાથે આપની બતાવેલી અમદાવાદ શહેરની ભૂગોળ, જિલ્લા સાથેની આપની સેવામાં માન્યપૂર્વક અર્પણ કરૂં છું; તે કૃપા કરી સ્વર્ગમાં સ્વીકારશોજી અને ઈશ્વર આપના આત્માને નિરંતર શાંતિ આપે એવી ઈશ્વર પાસે યાચના કરૂં છું.

અમદાવાદ-ધનાસુતારની પોળમાં સોનીની પોળ.
સંવત ૧૯૮૧

લી આપનો તાબેદાર સેવક,
નાથાલાલ રણછોડલાલ માસ્તર.

---

# પ્રસ્તાવના.

---

આ ભૂગોળ લખવાનો મુખ્ય હેતુ વિદ્યાર્થીઓનો ભૂગોળનો વિષય, ગોખણપટ્ટી કર્યા વિના શીખવાનું સાધન કરી આપવાનો છે. વિદ્યાર્થીઓને પોતાની સાથે લઇ જઇને આખું શહેર બતાવીને સવાલજવાબ પુછીને તેમને ભૂગોળનો વિષય શીખવવાનો છે. મારા પુજ્ય મહેતાજી સાહેબ ગોવિંદલાલ બાપાલાલ નિ. નં. ૧૩ ના મહેતાજી હતા, ને હું તેમના હાથ નીચે બીજા ધોરણમાં માસ્તર તરીકે નોકરી કરતો હતો, તે વખતે તેમણે મને અમદાવાદ શહેરની ભૂગોળ છોકરાઓને જાતે લેઇ જઇને શહેરની બધી હકીકત જોવા જેવી હોય તે બતાવીને તેમને રસ પડે તેવી વાતોથી કહી સંભળાવી. જિલ્લાની ભૂગોળમાં પણ તેમને રસ પડે તેવી જગાઓ જાતે બતાવીને શીખવવી ને તેમને ગોખણપટ્ટીથી દૂર રાખી ભૂગોળનો વિષય શીખવવો, તેમના વખતની ઉતારેલી હકીકતનો લાભ બીજા માસ્તરોને મળે તથા છોકરાઓ પણ રસથી વાંચે તથા સમજે તેવી ઇચ્છાથી આ ભૂગોળ છપાવવા માટે જાણીતા બુકસેલર નારણલાલ મોતીલાલને બતાવી ત્યારે તેમણે છપાવીને પ્રસિદ્ધ કરવાની હા કહી તેથી આ ભૂગોળ છપાવીને બહાર પાડવામાં આવી છે, તેનો લાભ માસ્તરો તથા છોકરાઓએ લીધો ને તેની ૪૦૦૦ નકલો ખપી જવાથી બીજી આવૃતિ નકશા સાથે કાઢવામાં આવી છે.


ધનાસુનારની પોળમાં
સોનાની પોળમાં,
**અમદાવાદ.**



લી. સેવક,
**નાથાલાલ રણછોડદાસ**
**માસ્તર.**


સંવત—૧૯૮૧

# અમદાવાદ શહેર તથા જિલ્લાની

# ☞ ભૂગોળ. ☜

**નાથાલાલ**—અનુભાઇ, આપણે બેઠા છીએ તે ઓરડાને કેટલી બાજુઓ છે.

**અનુભાઇ**—સાહેબ ચાર બાજુ છે.

**નાથાલાલ**—એ ચાર બાજુને ચાર દિશા કહેવાય છે. તેમાંની એકને પૂર્વ દિશા, એકને પશ્ચિમ, એકને ઉત્તર, અને એકને દક્ષિણ એ પ્રમાણે નામ આપેલાં છે. જે દિશામાં સૂરજ ઉગે છે તે ઉગમણી કે પૂર્વ દિશા. જે દિશામાં સૂરજ આથમે છે તે આથમણી કે પશ્ચિમ દિશા, સૂરજ સામું મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા, ઉત્તરની સામેની દક્ષિણ દિશા તેમજ પૂર્વની સામેની પશ્ચિમ દિશા.

## નકશાની દિશાઓ.

નકશા સામું મોં કરી ઉભા રહીએ, તો માથા તરફની એટલે ઉપરની ઉત્તર દિશા, પગ તરફની એટલે નીચેની દક્ષિણ દિશા, જમણા હાથ તરફની પૂર્વ દિશા અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા.

## ખૂણાઓ.

ખૂણાઓ ચાર છે, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન.
પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ ખૂણો.
દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈઋત્ય ખૂણો.
પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય ખૂણો.
ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઇશાન ખૂણો.

# દિશા ને ખૂણા વિષે કવિતા.

સૌ બાળ મળી આજેરે, દિશા સર્વે શીખી લેજે;
જ્યાં સૂર્ય ઉગે તે પૂર્વ દિશા, આથમતાં પશ્ચિમ કહેજો;
સૌ પૂર્વ ભણી મુખ કરજોરે, પશ્ચિમ તો રહેશે વાંસે;
ને જમણી બાજુ દક્ષિણરે, ઉત્તર રહે ડાબે પાસે.
નકશામાં ઉત્તર ઉંચેરે, દક્ષિણ દિશા નીચે આવે;
ને જમણી બાજુ પૂર્વરે, ડાબી તે પશ્ચિમ કહાવે;
ઉત્તર પૂર્વની વચ્ચે જે, ઇશાન ખૂણ તેને કહીએ;
જે પૂર્વ ને દક્ષિણ વચ્ચેરે, અગ્નિખૂણ સમજી લઇએ;
દક્ષિણ પશ્ચિમની વચ્ચેરે, નૈઋત્ય ખૂણ ખરે જાણો;
પશ્ચિમ અને ઉત્તર વચ્ચેરે, વાયવ્ય ખૂણો પરમાણો;
આ દિશા ખૂણ શીખીનેરે, સૌ બાળક રાજી થઇએ;
શિક્ષકને સલામ કરીનેરે, વળતી તો બેસી જઇએ.

## નકશાની દિશાની સમજ.



# વ્યાખ્યાઓ.

ખડકી=દશ બાર કે તેનાથી ઓછા અથવા વધારે ઘર આવેલા હોય તેને ખડકી કહે છે.

પોળ=ખડકી અને તેના કરતાં વધારે ઘરો આવેલા હોય તેને પોળ કહે છે.

શહેર=જેમાં હારબંધ ને છોબંધ ઘણાં ઘરો તથા મોટાં મોટાં બજારો આવેલાં હોય તે.

કોટ=શહેરના બચાવ માટે બાંધેલી જાડી પહોળી ઊંચી પાકી બાંધેલી ભીંત.

દરવાજા=શહેરના બહાર જવા આવવા માટે મુકેલા મોટાં બારણાં.

પરાં=શહેરની બહાર પાછળથી વધેલા ભાગને પરાં કહે છે.

સડક=પત્થરથી બાંધેલો પાકો રસ્તો.

રેલવે=લોઢાની સડકનો બાંધેલો પાકો રસ્તો જેના પર આગગાડી ચાલે છે તે.

સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું નક્કી ઠેકાણું.

ગેટ=પોલીસનું થાણું અથવા ચોકી.

રાજધાની=રાજકર્ત્તા જે શહેરમાં રહેતા હોય તેને રાજધાનીનું શહેર કહે છે.

આયાત=બીજે ગામથી આવતો માલ.

નિકાશ=બીજે ગામ જતો માલ.

ડુંગર=જમીનના થોડા ઉંચા ભાગને ટેકરો, તેથી વધારે ઉંચા ભાગને ડુંગર, અને ડુંગરથી ઉંચા હોય તેને પર્વત કહે છે.

ગામ=થોડાંઘણું ઘરો તથા કુળીઆના જથાને ગામ કહે છે.

તાલુકો=ઘણાં ગામો મળીને થએલા ભાગને તાલુકો કહે છે.
જિલ્લો=ઘણા તાલુકા મળીને થએલા ભાગને જિલ્લો કહે છે.
મુખી=ગામના ઉપરીને મુખી કહે છે.
તલાટી=ગામની વસુલાત ઉઘરાવનારને તલાટી કહે છે.
મામલતદાર=તાલુકાના ઉપરીને મામલતદાર સાહેબ કહે છે.
કલેકટર=જિલ્લાના ઉપરીને કલેકટર સાહેબ કહે છે.
હજુર ડેપ્યુટીકલેકટર=જિલ્લાની તિજોરીના ઉપરીને ડેપ્યુટી-કલેકટર કહે છે.
પોલીસ સુપરિન્ટેન્ડન્ટ=જીલ્લાની પોલીસના મુખ્ય અમલદારને સુપરિન્ટેન્ડન્ટ કહે છે.
ફોજદાર=તાલુકાની પોલીસના મુખ્ય અમલદારને ફોજદાર કહે છે.
જમાદાર=ચાર પાંચ ગેટના ઉપરીને જમાદાર કહે છે.
હવાલદાર=ગામડાના સિપાઇને હવાલદાર કહે છે.
રાવળીઓ=ગામની સંભાળ રાખનારને રાવળીઓ કહે છે.
ડિસ્ટ્રિક્ટજડજ અથવા સેસન્સ જડજ=જિલ્લાના ઇન્સાફ કરનાર મુખ્ય અમલદારને સેસન્સ જડજ કહે છે.
એંજીનીઅર=બાંધકામ ખાતાના મુખ્ય અમલદારને એંજીનીઅર અથવા ઇજનેર કહે છે.
સિવિલ સર્જન=જિલ્લાના દવાખાનાના મુખ્ય ઉપરીને સિવિલ સર્જન કહે છે.
પોષ્ટ માસ્તર=પોષ્ટ ઓફિસના મુખ્ય ઉપરીને પોસ્ટ માસ્તર કહે છે.
તાર માસ્તર=તાર ઓફિસના મુખ્ય ઉપરીને તાર માસ્તર કહે છે.
સ્ટેશન માસ્તર=સ્ટેશનના ઉપરીને સ્ટેશન માસ્તર કહે છે.

આબકારી કલેકટર=સરકારની રજા વગર કેફી વસ્તુ બનાવનારને તથા વેચનાર ઉપર દેખરેખ રાખનારને આબકારી કલેકટર કહે છે.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર=જિલ્લાના કેળવણી ખાતાના મુખ્ય અધિકારીને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કહે છે.

પ્રેસિડંટ=મ્યુનિસિપાલિટિના રૈયત તરફના બીનપગારદાર મુખ્ય અધિકારીને પ્રેસિડંટ કહે છે.

ચીફ ઓફીસર=મ્યુનિસિપાલીટીના નીમેલા મુખ્ય અમલદારને ચીફ ઓફીસર કહે છે.

તળાવ=જેની ચારે બાજુએ જમીન, ને વચ્ચે પાણી રહે તેવી જગાને તળાવ કહે છે.

નદી=મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળીને ઢળતી જમીનમાં થઇને સમુદ્ર, સરોવર કે રણને મળે તેને નદી કહે છે.

મૂળ=નદી જે ઠેકાણેથી નીકળે છે તે જગાને નદીનું મૂળ કહેવાય છે.

મુખ=નદી જે ઠેકાણે દરીઆને મળે છે તે જગાને નદીનું મુખ કહે છે.

બેટ=જેની ચારે બાજુએ પાણી, ને વચ્ચમાં જમીન હોય તેને બેટ કહે છે.

બંદર=નદી કે દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી વહાણ મારફતે ઘણો માલ આવજા થતો હોય તેને બંદર કહે છે.

અખાત=સમુદ્રનો જે ફાંટો લાંબો થઇને જમીનપર ગએલો હોય તેને અખાત કહે છે.

# અમદાવાદ શહેર.

અમદાવાદ એ જિલ્લાનું મુખ્ય શહેર છે. શહેરને ફરતો કોટ છે, ને તેની બહારપણ વસ્તી વધી ગઇ છે. શહેરની પશ્ચિમે સાબરમતી નદી વહે છે, શહેરમાં અને તેની બહાર આગલા વખતની મસીદો, કબરો, મિનારા, કુવા અને વાવો જ્યાં ત્યાં દીઠામાં આવે છે. સુલતાન મહમદે ઈ. સ. ૧૪૧૨ ના માર્ચની ૪ થી તારીખે તેને વસાવેલું માટે અહમદ–આબાદ–અમદાવાદ કહે છે. એ વસ્યું ત્યારથી મુસલમાનોના હાથમાં હતું તેમની પાસેથી મરેઠાને અને તેમની પાસેથી અંગ્રેજોને ઇ. સ. ૧૮૧૭ માં તે મળ્યું ત્યારથી એની વસ્તી અને વેપાર વધ્યાં છે. સૌથી અગત્યનો કિલ્લો ભદ્ર નામે ઓળખાય છે તે છે. ગુજરાતની અસલ રાજધાની પાટણ હતી. ત્યાં ભદ્ર નામે કિલ્લો હતો, તેના ઘાટને અને નામને મળતો કિલ્લો અહમદશાહે અમદાવાદ વસાવ્યું તેજ વર્ષમાં બંધાવી તેને ભદ્ર નામ આપ્યું. એ કિલ્લો ચોરસ આકારનો, ૪૩ એકર વિસ્તારનો અને ૮ દરવાજાવાળો છે. મુખ્ય દરવાજો અને પોસ્ટ ઓફિસની વચ્ચે ભદ્રકાળીનું દહેરૂં છે. આ દરવાજા નજીક ઉંચી દિવાલપર ઘડિઆળ છે. હાલમાં ભદ્રમાં કેટલીક સરકારી કચેરી ભરાય છે. અમદાવાદમાં ભદ્ર સિવાય બીજો એક કિલ્લો છે, તે ગાયકવાડની હવેલીને નામે ઓળખાય છે. એ રાયખડ ને ખાનજહાન દરવાજા વચ્ચે છે. ઇ. સ. ૧૭૩૮ માં એ બંધાયો હતો. ભદ્રથી પૂર્વે થોડે છેટે સુલતાન અહમદે બંધાવેલા ત્રણ દરવાજા છે. એ પત્થરના છે અને તેમાંના થોડાક નકસીકામવાળા છે. ત્રણ દરવાજાથી વધારે પૂર્વમાં જતાં જુમ્મામસીદ આવે

છે. એ શહેરમાંની બીજી મસીદો કરતાં મોટી અને સુંદર છે. એ પણ સુલતાન અહમદે ઇ. સ. ૧૪૨૪ માં પુરી કરાવી હતી. જુમ્મામસીદથી ઇશાનમાં મોટા રસ્તાની સામી બાજુએ વલંદાની હવેલી છે. વલંદા અહીં ઇ. સ. ૧૬૧૯ માં વેપાર કરવા આવ્યા હતા. તેઓની એ હવેલી, કોઠી કે વખાર હતી. વલંદાની હવેલીથી ઇશાનમાં સ્વામીનારાયણનું મંદિર–એક સુંદર અને વિશાળ મકાન છે; આ દહેરાની દક્ષિણે જહાંગીર બાદશાહના વખતમાં બંધાવેલી ટંકશાળ છે; દિલ્લી દરવાજા બહાર શેઠ હઠીસીંગનું બંધાવેલું જૈન દેરાસર છે. એનાપર ૨૦ લાખ રૂપીઆ ખરચાયા છે. એ દહેરાની પૂર્વમાં અસારવા ગામ આગળ દાદાહરી અને માતર ભવાનીની વાવો જોવા જોગ છે. (દદા–દાસી) મહમદ બેગડાના જનાનાની એક દાસી હરિ નામે હતી. તેણે એ વાવ ત્રણ લાખ રૂપીઆ ખરચી ઇ. સ. ૧૪૮૫ માં બંધાવી હતી. અડાલજની વાવ સિવાય બીજી એકે વાવ ગુજરાતમાં આના જેવી નથી. માતર ભવાનીની વાવ એની ઉત્તરમાં છે, એ પાંડવોએ બંધાવેલી કહેવાય છે. શહેરની ઉત્તરે ૩ માઇલ પર લશ્કરી છાવણી છે ત્યાં ગોરૂં અને દેશી લશ્કર રહે છે. અમદાવાદનો વેપાર ૧૬ મી સદીમાં આબાદ હતો. ત્યાર પછી તે પડતીમાં આવ્યો, પણ હાલ તે ઘણો સતેજ બન્યો છે. હાલમાં શહેરમાં ૬૪ મીલો કાપડ વગેરે માલ બનાવવાને કામે લાગી છે. લોઢાનાં કામ કરવાનાં, લોટ દળવાનાં, દીવાસળીનાં તથા પરચુરણ કારખાનાં પુષ્કળ થયાં છે, તેથી વસ્તીનો પણ વધારો થયો છે, વસ્તી, ૨,૭૦૮૬૪ માણસની છે.

---

# દરવાજાનાં નામ, તથા તે નામ પાડવાનાં કારણ.

| | દરવાજાનું નામ. | દિશા. | નામ પાડવાનું કારણ. |
|---|---|---|---|
| ૧ | શાહપુર. | ઉત્તર | શાહપુર જિલ્લાની પાસે આવ્યો તે પરથી |
| ૨ | *દિલ્હી | ,, | દિલ્લી જવાના રસ્તાપર આવ્યો તે પરથી |
| ૩ | દરિયાપુર | , | દરિયાપુર જિલ્લાની પાસે આવ્યો તે પરથી |
| ૪ | રાયપુર | દક્ષિણ | રાયપુર જિલ્લાની પાસે આવ્યો તે પરથી |
| ૫ | જમાલપુર | ,, | જમાલપુર જિલ્લાની પાસે આવ્યો તે પરથી |
| ૬ | આસ્તોડીઆ | ,, | આસ્તોડીઆ જિલ્લાની પાસે આવ્યો તે પરથી |
| ૭ | પ્રેમદરવાજો | પૂર્વ | પ્રેમાભાઇએ આદરવાજો પડાવેલો તેથી તેનું નામ પ્રેમદરવાજો. |
| ૮ | કાળુપુર | ,, | કાળુપુર જિલ્લાની પાસે આવ્યો તેથી |
| ૯ | પાંચકુવા | ,, | તે દરવાજાની પાસે પાંચકુવા છે તેથી |
| ૧૦ | સારંગપુર | ,, | સારંગપુર જિલ્લાની પાસે આવ્યો તેથી |
| ૧૧ | રાયખડ | પશ્ચિમ | રાયખડ જિલ્લાની પાસે આવ્યો તેથી |
| ૧૨ | ગણેશબારી | ,, | પ્રથમ આ દરવાજાનું મુહૂર્ત કર્યું તેથી |
| ૧૩ | ખાનજહાન | ,, | તેની પાસનો |
| ૧૪ | ખાનપુર | ,, | ખાનપુર જિલ્લાની પાસે આવ્યો તેથી |

મુંદ્રા, ને હલીમનો એ બે દરવાજા છે, પરંતુ તે બંધ કરેલા છે.
*આ દરવાજાને ઇદરીયો દરવાજો પણ કહે છે.

શહેરના મુખ્ય ભાગોઃ—ખાડીઆ, સારંગપુર, રાયપુર, આસ્તોડીઆ, જમાલપુર, રાયખડ, ભદ્ર, ખાનપુર, ઈદરીઓ, દરીયાપુર, કાળુપુર, પાનકોર, ઝવેરીવાડ, ખાસ બજાર, માણેકચોક. કારંજ.

## માણેકચોક નામ પડવાનું કારણ.

અહમદશાહ પાદશાહ શહેરની આસપાસ કોટ ચણાવતા હતા. દિવસે જેટલો કોટ ચણાય તેટલો રાતે પડી જતો, અને કામ આગળ ચાલતું નહિ. માણેકનાથ ગોદડીઓ કરીને એક બાવો સાબરમતીના કિનારા ઉપર ઝુંપડી બાંધીને રહેતો હતો. તેની પાસે કંઈ ગુપ્ત વિદ્યા હતી તે વડે દરરોજ દિવસે તે એક ગોદડી શીવે અને રાતે તેના દોરા ખેંચી નાંખે, એટલે દહાડે ચણાયેલું સઘળું પડી જાય. આમ કેટલા દિવસ ચાલ્યું, તે ઉપરથી તપાસ કરતાં અહમદશાહને તેનું કારણ સમજાયું. અને તેથી તે બાવાજીની પાસે આવ્યો. અહિં વાતચીત કરતાં તેને પોતાની પાસે કંઈ કરામત હતી તે બતાવી, સુલતાને બાવાની પાસે બીજી કંઈ વિદ્યા હોય તો જાણવા માંગ્યું. માણેકનાથે કહ્યું કે પોતે બદનામાં પેશીને નાળચેથી નીકળી શકે છે. આ ઉપરથી બાદશાહે તેને પ્રયોગ કરી બતાવવા વિનંતિ કરી; અને તે જેવો અંદર પેઠો કે તરતજ તેણે મોં તથા નાળચું બંને બંધ કરી દીધાં, તેથી માણેકનાથ ગભરાયો અને શહેર બાંધવામાં હવે પછી હરકત નહિ કરવાનું વચન આપ્યું. અહમદશાહે પણ તેની નામના ખાતર કોટના પહેલા બુરજનું નામ માણેક બુરજ તથા શહેરના મુખ્ય બજારનું નામ માણેકચોક રાખ્યું, એમ કહેવાય છે. કોટમાં પ્રથમ ગણેશબારીનો દરવાજો, અને માણેકચોકમાં આવેલી મહુરત પોળ બંધાયા છે.

# હિંદુઓનાં મંદિરો, ઠેકાણું તથા નામ.

ડોસીવાડાની પોળમાં—ગોસ્વામી મહારાજનું મોટું મંદિર.
રાયપુરમાં—શ્રી દ્વારકાનાથજીનું મંદિર, મોરલીધરનું મંદિર. છબીલા હનુમાનનું દહેરૂં, રાધા વલ્લભનું મંદિર.
સારંગપુરમાં—રણછોડજીનું મંદિર–મથુરાનાથજીનું મંદિર, પંચમુખી હનુમાનનું દહેરૂં. બીજાં નાનાં મંદિર ઘણાં છે.
જમાલપુરમાં—જગન્નાથજીનું મંદિર, ત્યાંથી અસાડ સુદ બીજના રથયાત્રાના દિવસે રથ આખા શહેરમાં ફરવા નીકળે છે.
હાજાપટેલની પોળમાં—શ્રી રામચંદ્રજીનું મંદિર.
રાજામહેતાની પોળમાં—મદનમોહનજીનું મંદિર તથા રામચંદ્રજીનું મંદિર, રણછોડજીનું મંદિર.
ધનાસુતારની પોળમાં—અંબાજીમાતાનું મંદિર, રણછોડજીનું મંદિર, બહુચરાજીનું મંદિર.
પાંજરા પોળ પાસે—સ્વામીનારાયનું મોટું મંદિર.
ત્રણ દરવાજા પાસે—ભદ્રકાળી માતાનું મંદિર.
ખાડીઆમાં—સાઠોદરા નાગરોના તથા વિસનગરા નાગરોના હાટકેશ્વર મહાદેવ.
અસારવામાં–મહાપ્રભુજીની બેઠક, તથા નીલકંઠ મહાદેવનું દહેરૂં.
કચરીઆ પોળ પાસે—બાલા હનુમાનનું દહેરૂં.
મીરજાપુરમાં—ભીડભંજન હનુમાનનું દહેરૂં.
શાહપુરમાં—રોકડીઆ હનુમાનનું દહેરૂં. રણછોડજીનું મંદિર.
કોઠારીની પોળ પાસે—ચત્રભુજનું મંદિર.
માંડવીની પોળમાં—રણછોડજીનું મંદિર, કાળકા માતાનું મંદિર, મહાદેવનાં દહેરાં, વિગેરે.



સ્વામીનારાયણનું મંદિર

સ્વામીનારાયણનું મંદિર—માણેકચોક પાસે રીચીરોડની સડકથી ઉત્તર તરફ રતનપોળમાં થઇ સ્વામીનારાયણના મંદિરે જવાય છે. આ મંદિર વિશાળ અને ઉત્તમ છે. તેની સામે મોટું ચોગાન છે. મંદિરમાં નરનારાયણ અને લક્ષ્મી નારાયણની મૂર્તિઓ છે. વચલા ભાગમાં નરનારાયણ અને તેની પૂર્વે લક્ષ્મીનારાયણનું મંદિર છે. નરનારાયણના પશ્ચિમના મંદિરમાં સહજાનંદ સ્વામીનું મંદિર છે. અહિં સેવા પુજાની ધામધુમ સારી છે. મંદિરની સામેના ચોગાનની પશ્ચિમે મોટી હવેલી છે તેમાં સ્વામીનારાયણની ગાદીના આચાર્ય રહેછે. મંદીરની સામે ચોગાન મૂકી એક ઓસરાના દરવાજામાં થઇ અંદર જતાં સાધુ બ્રહ્મચારીઓને રહેવાનું સ્થાન અને એક મંદિરમાં સહજાનંદ સ્વામીની મૂર્તિ અને ...ઓ છે

ગોમતીપુરમાં—નરસિંહજીનું મંદિર.
સરસપુરથી—મલેકસાબાના નરસિંહજીનું મંદિર.
માણેકચોકમાં—માણેકનાથ બાવાનું મંદિર, .મસાણીઆ હનુમાનનું દહેરૂં, બહુચરાજીનું મંદિર.
પ્રેમચંદ રાયચંદ કોલેજ પાસે—પ્રાર્થના સમાજનું મંદિર. આ લોકો હિંદુ કહેવાતાં નથી.

## જૈન લોકોનાં દહેરાં.

રતનપોળમાં—આદેશ્વર ભગવાનનું, મહાવીર સ્વામીનું.
નાગોરી શાળામાં—ચિંતામણી પાર્શ્વનાથનું, શામીજ પાર્શ્વનાથનું. ધર્મનાથનું.
શેખના પાડામાં—વાસુપુજ્ય સ્વામિનું, શિતળ નાથનું, શાંતિનાથનું, અજિતનાથનું.
નીશાની પોળમાં—શાંતિનાથનું, જગવલ્લભ પાર્શ્વનાથનું, ચિંતામણી પાર્શ્વનાથનું.
લેરીઆ પોળમાં—મહાવીર સ્વામીનું.
પાંજરા પોળમાં—શાંશ્વના જિનનું; શાંતિનાથનું; શીતળનાથનું, વાસુપુજ્ય સ્વામિનું.
દાદા સાહેબની પોળમાં—શાંતિનાથનું, આદેશ્વર ભગવાનનું.
દેવસાના પાડામાં—શાંતિનાથનું.
ઝવેરીવાડામાં—મહાવીર સ્વામીનું.
વાઘણ પોળમાં—અજીતનાથનું, આદેશ્વર ભગવાનનું, ચિંતામણી પાર્શ્વનાથનું, સંભવનાથનું, કેશરીઆજીનું, સુવિધિનાથનું.
મહુરત પોળમાં—શિતળનાથનું.
ખેતરપાળની પોળમાં—સંભવનાથજીનું.
ગુસાપારેખની પોળમાં—ધર્મનાથનું.

સામળાની પોળમાં—મહાવીર સ્વામિનું, શ્રેયાંસનાથનું.
ઘાંચીની પોળમાં—સંભવનાથનું.
વાઘેશ્વરીની પોળમાં—આદેશ્વર ભગવાનનું.
કામેશ્વરની પોળમાં—સંભવનાથજીનું.
ઢાળની પોળમાં—મુનિ સુવ્રત સ્વામિનું.
હરીકસનદાસ શેઠની પોળમાં—શાંતિનાથનું.
સંમત શિખરની પોળમાં—ગાડી પાર્શ્વનાથનું.
પાછીઆની પોળમાં—આદેશ્વર ભગવાનનું, અજિનનાથનું, ધર્મનાથનું.
પીપરડીની પોળમાં—સુમતિનાથનું.
લાંબે શરમાં—સામળા પાર્શ્વનાથનું, ચિંતામણી પાર્શ્વનાથનું, સહસ્રફણા પાર્શ્વનાથનું.
ટેમલા પોળમા—નેમનાથનું.
ટોડાની પોળમાં—આદેશ્વર ભગવાનનું,
લક્ષ્મીનારાયણની પોળમાં—કુંથુંનાથનું.
કાળુસંઘની પોળમાં—અજિતનાથનું, વિજયમંતા મણીનું, સંભવનાથનું. શાંતિનાથનું.
હાંલ્લાની પોળમાં—કુંથુંનાથનું, શાંતિનાથનું.
લાવરીની પોળમાં—વાસુ પુજ્ય સ્વામિનું.
દહેરા પોળમાં—શાંતિનાથનું, સદાસોમજીનું.
સુરદાસ શેઠની પોળમાં—આદેશ્વર ભગવાનનું.
નાગજી ભુદરની પોળમાં—શાંતિનાથનું, સંભવનાથનું,
ફતાસાની પોળમાં—મહાવીર સ્વામિનું, શ્રેયાંશનાથનું, સુમતિનાથનું, પાસુ પુજ્ય સ્વામિનું.
ડોસીવાડાની પોળમાં—નંદીશ્વરદીપનું, શાશ્વતાજિનનું, અષટાપદજીનું, પાર્શ્વનાથનું.
ટંકશાળમાં—ધર્મનાથનું.



## હઠીસીંગનું દહેરૂં.

દિલ્હી દરવાજા બહાર શાહીબાગ તરફ જતા જમણા હાથ તરફ નજીકમાંજ આ જૈન દેરાસર છે. શહેરમાં ઘણા જૈન સુંદર દેરાસરો છે તેમાં આ સૌથી સુંદર અને વિશાળ છે તેમાં મુખ્ય એક અને બીજાં બાવન દહેરાં અને તેમાં સુંદર મૂર્તિઓ છે. આ દહેરાં તેની આસપાસની વિશાળ જગો હઠીભાઇની વાડી એ નામે જાણીતી છે. એ વિશાળ મકાનના ત્રણ ભાગ છે. દરેક ભાગમાં દહેરાં બીજામાં ધર્મશાળા, અને ત્રીજામાં હવેલી છે. વચ્ચે સુંદર રમણીય બાગ છે. આ મકાન ૭૫ વર્ષ ઉપર (૧૮૪૮) પ્રેમચંદ સલાટની દેખરેખમાં બંધાયું હતું તે બંધાવતા લગભગ દશલાખ રૂપીયા ખર્ચ થયું હતું. આ દહેરામાં ધર્મનાથ તીર્થંકરની પ્રતિષ્ઠા કરી છે.

શાંતિનાથની પોળમાં—ચંદ્રપ્રભુનું, શાંતિનાથનું, પાર્શ્વનાથનું.
રામજી મંદિરની પોળમાં—મહાવીર સ્વામિનું.
ખારાકુવાની પોળમાં—સંભવનાથનું.
ખાડાપોળમાં—નેમીનાથ ભગવાનનું.
ચાર રસ્તાપર—સંભવનાથનું
ભઠેરી પોળમાં—શાંતિનાથનું.
લુણસાવાડે—સંભવનાથજીનું.
શાહપુરમાં—સંભવનાથજીનું, પાર્શ્વનાથનું, ચંદ્રપ્રભુનું, શાંતિનાથનું, ગોડીપાર્શ્વનાથજીનું.
તળીઆની પોળમાં—પદ્મપ્રભુનું, સુમતિનાથનું, પાર્શ્વનાથનું.
પંચભાઇની પોળમાં—આદેશ્વર ભગવાનનું, શાંતિનાથનું.
ફીકા ભટની પોળમાં—વિમળનાથનું, કુંથુંનાથનું, પાર્શ્વનાથનું.
મનસુખભાઇના બંગલે—આદેશ્વર ભગવાનનું.
ટોકરસાની પોળમાં—પાર્શ્વનાથનું.
હરિપુરમાં—વાસુપુજ્ય સ્વામિનું.
રાજપુરમાં—ચિંતામણી પાર્શ્વનાથનું.
સરસપુરમાં—સુમતિનાથનું.

બીજી પોળોમાં પણ શ્રાવક લોકોનાં ઘણાં દહેરાં જોવા જેવાં છે.

## પારસીની અગિઆરીઓ.

ઓલિફન્ટરોડ પાસે—ખરદશેજી બેહરામજી નાણાવટીની અગિઆરી. મીરજાપુર અગિઆરી.

## મુસલમાનની મસીદો.

જુમ્મામસીદ—માણેકચોકમાં છે. તેને ત્રણ બારણાં છે. મસીદ પૂર્વ પશ્ચિમ ૨૮૨ ફુટ છે અને પહોળાઇ ઉત્તર દક્ષિણ ૨૩૭ ફુટ છે. તેમાં ૩૫૦ થાભલા છે.

| | |
|---|---|
| બાદશાહનો હજીરો. | માણેકચોકમાં |
| રાણીનો હજીરો | માણેકચોકમાં |
| અહમદશાહની મસીદ | ભદ્રના કિલ્લા પાસે |
| સીદીસૈયદની મસીદ | ભદ્રના કિલ્લાથી ઈશાનખૂણામાં |
| રાણીની મસીદ | મીરજાપુરમાં |
| શેખહુશેન મહમદ ચીશતીની મસીદ | શાહપુરમાં |
| રાણી સીપ્રાની મસીદ | આસ્તોડીઆ દરવાજાની પાસે |
| દસ્તુરખાનની મસીદ | ,, |
| એક તોડાની / મહમદ ગોસની | દોલતખાનામાં |
| કાચની મસીદ / દોલતખાનની | જમાલપુરમાં |

## રોજાઓ.

(૧) પીરમશાનો, (૨) શાહઆલમનો (૩) વટવાનો (૪) પીરાણાનો (૫) સરખેજનો.

## અંગ્રેજનાં દેવળ,

મીરજાપુરમાં—અંગ્રેજોનું દેવળ.

મિશન સ્કુલ પાસે—અંગ્રેજોનું દેવળ છે, તેમાં દર રવિવારે પ્રાર્થના કરવામાં આવે છે.

## મ્યુનીસીપાલીટીએ પાડેલા મુખ્ય ભાગો.

| | | |
|---|---|---|
| કાળુપુર વોર્ડ નં. | ૧—૨—૩ | સુધી. |
| ખાડીઆ વોર્ડ નં. | ૧—૨—૩ | સુધી. |
| દરિયાપુર વોર્ડ નં. | ૧—૨ | સુધી. |



જુમા મસ્જીદ

**જુમા મસીદ**—પાદશાહના હજીરાની પાછળ સુલતાન અહમદશાહે બંધાવેલી છે. તે અમદાવાદમાં રહેતા બધા મુસલમાનો જુમાના રોજ શુક્રવારની નિમાજ (પ્રાર્થના) એકા સાથે પઢી શકે એવી વિશાળ છે. આ મસીદમાં વચ્ચોવચ્ચ પાણીનો હોજ છે. તેની આસપાસ બધું ચોગાન પત્થરથી જડેલું છે તેની પુર્વ પશ્ચિમ લંબાઈ ૨૮૨ ફુટ છે અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૨૩૭ ફુટ છે પશ્ચિમ તરફ ૩૬૦ થાંભલાથી બાંધેલો મસીદનો ભાગ ખાસ જોવા લાયક છે.

જમાલપુર વોર્ડ નં. ૧ — ૨ સુધી.
શાહપુર વોર્ડ નં. ૧—૨ સુધી.
રાયખડ વોર્ડ નં. ૧ સુધી.

કાજીપરૂ, શાહીબાગ, અસારવા, રેલવેપરાં, શહેરકોટડા, સરસપુર, ગોમતીપુર, રાજપુર, હીરાપુર, બેરામપુર, એલીસબ્રીજ.

## શહેરની બહાર જે પરાં છે તેનાં નામ.

ઉત્તરે—માધવપરૂં, હઠીપરૂં, બારડોલપરૂં.
પૂર્વે—અસારવા, સરસપુર, ગોમતીપુર.
દક્ષિણે—રાજપુર, હીરપુર, રત્નાગપરૂં, ભવાનીપરૂં, બહેરામપરૂં.
પશ્ચિમે—કોચરબ, માદલપરૂં.

## પોળો.

અમદાવાદમાં પોળો તથા ખડકીઓની સંખ્યા ઘણી છે. નાનામાં નાની દશ બાર ઘરની, અને સાધારણ પોળ ૧૦૦ થી ૨૦૦ ઘરોની બનેલી હોય છે, માંડવીનીપોળને નામે ઓળખાતી એક સાૈથી મોટી પોળ છે, તેમાં ઘરની સંખ્યા આસરે ૨૧૦૦ છે. તેમાં બંને બાજુએ બીજી મોટી મોટી ૧૦-૧૫ પેટા પોળો છે. બીજી ધનાસુતારની પોળ, રાજામેહેતાની પોળ, હાજા પટેલની પોળ છે. તેમાં પણ ઘરની સંખ્યા આશરે ૧૦૦૦-૧૨૦૦ છે. તેમાં પણ બંને બાજુએ મોટી મોટી પેટા પોળો છે. દરેક પોળને સરીઆમ રસ્તાને દરવાજા જેવા બારણાનું અને કેટલીક જગાએ તેની ઉપર એક ન્હાના મેડાવાળું મકાન હોય છે. એ મેડાપર દરરોજ રાત્રે અને જરૂર પડતાં દિવસે બારણાં બંધ કરી પોળમાં રક્ષકનું કામ કરનાર માણસ રહે છે જેને પોળીઓ કહે છે. દરેક નાની મોટી પોળમાં એકાદ કુવો, દેવાલય, પરબડી એટલું તો હોય છેજ.

# વાડીઓ.

ઘીકાંટા પાસે—શેઠ મગનલાલ કરમચંદની વાડી.
દશાપોરવાડ મેશ્રી વાણીઆની વાડી.
માનકોર નાકા પાસે—બ્રહ્મચારીની વાડી, તેમાં શાંતિભુવન થીએટર છે.

મીરઝાપુરમાં—બાકરઅલીનો વંડો.
જમાલપુર જતાં—શેઠ ભગુભાઇનો વંડો.
દોલતખાનામાં—ઔદિચ્ય બ્રાહ્મણોની વાડી, તથા સુતારની વાડી.
પાંચકુવા પાસે—કડીઆની વાડી, રંગરેજની વાડી, તથા કંસારાની વાડી.

હાજાપટેલની પોળમાં—વીશા શ્રીમાળીની વાડી.
શાક મારકીટમાં—વીશા શ્રીમાળીની વાડી.
શાહપુરમાં—તાણીઆના મહાજનની વાડી.
દોલતખાનામાં—દરજીની વાડી.
રીચીરોડ પાસે—રાવતની વાડી, તેમાં ત્રીજો શેર બજાર છે.
ઢાળની પોળ પાસે—દશા દિશાવાળની વાડી.
ખાડીઆમાં—નાગરોની વાડીઓ.
જમાલપુર જતાં—દશાનાગરની વાડી.
કાળુપુરમાં-ગજીઆણીવાળા મહાજનની વાડી, તરગાળાની વાડી.
પ્રેમદરવાજા પાસે—તાણીઆના મહાજનની વાડી.
દાણાપીઠામાં—કડીઆની વાડી.
ટંકશાળ પાસે—વીસા પોરવાડ મેશ્રી વાણીઆની વાડી.

આ ઉપરાંત બીજી ઘણી નાની મોટી વાડીઓ જુદા જુદા ધંધાવાળાઓ પોત પોતાના પંચની સભાઓ તથા જમણવારો વગેરે કામમાં વાપરે છે.

# ધર્મશાળાઓ.

રેલવે સ્ટેશનની સામે—રેવાબાઇ ધર્મશાળા.

સ્ટેશનથી સાકર બજાર તરફ જવાના રસ્તાપર—શેઠ મણીલાલ રણછોડદાસ વિશ્રામભુવન. તથા શેઠ હરિવલ્લભ મૂળચંદની ધર્મશાળા.

સ્ટેશનથી સારંગપુર જવાના રસ્તાપર—શેઠ મગનભાઇ કરમચંદની ધર્મશાળા તથા ભાટીઆની ધર્મશાળા.

પાંચકુવા જવાના રસ્તાપર—લલ્લુભાઈ કરસનદાસની ધર્મશાળા. ઇશ્વિરલાલ ઓચ્છવલાલની ધર્મશાળા.

કપાસીઆ બજારમાં—આગાખાન બીલ્ડીંગ.

રતનપોળમાં મરચીપોળમાં—શેઠ દલપતભાઇ ભગુભાઇની ધર્મશાળા.

સ્ટેશન આગળ—મુસલમાન ભાઇઓને ઉતરવાને માટે આમિના મસિદનું મુસાફરખાનું.

મીરજાપુરમાં—દિગંબર જૈનોની એક ધર્મશાળા તથા પારસી અગિઆરી.

શાહપુરમાં—શેઠ રણછોડલાલ છોટાલાલની ધર્મશાળા.

શાહપુરના નાકા આગળ—ગ્રાન્ડ હોટલ. તેમાં યુરોપીયનો ઉતરે છે.

આ ઉપરાંત અન્ય અનેક સ્થળે ધાર્મિક આશ્રમો, મંદિરો, અપાસરા, અખાડા, મસીદો વગેરે છે. જ્યાં સાધુ સંત ફકીરો અને નિર્ધન જનો અલ્પ સમયની વિશ્રાંતિ મેળવી સંસ્થાપકોને આશીર્વાદ દેતાં આવે છે અને જાય છે.



# શહેરમાંના જોવાલાયક પ્રખ્યાત ☞ સ્થળો. ☜

રીડરોડપર—રેલવેસ્ટેશન, રેવાબાઇ ધર્મશાળા, મસ્કતી મારકીટ, મોતીલાલ હીરાભાઈ મારકીટ, રણછોડલાલ છોટાલાલનું દવાખાનું. જ્યુબિલી હોસ્પિટલ, ટેલીફોન ઓફીસ, પાંચકુવા મારકીટનો કરેલો ફુઆરો.

રીચીરોડપર—પાંચકુવાની વાવ, ઇંગ્લીશ સીનેમા, દાદાભાઈ લાઇબ્રેરી, શેઠ મણીલાલ રણછોડલાલની લાઇબ્રેરી, બાળાહનુમાન, મહાસ્વામીનું દહેરૂં, પોસ્ટ ઓફીસ, વલંદાની હવેલી. રણછોડલાલ છોટાલાલનો ફુઆરો, સેન્ટ્રલબેંક ઓફ ઇંડીયાનું મકાન, જુમામસીદ, ત્રણ દરવાજા.

એલિફંટરોડપર—વિકટોરિઆગાર્ડન, બહેચરદાસની મીલ, સાહેબ લોકોનું દેવળ, મિશનસ્કુલ, પ્રાર્થના સમાજનું મંદિર, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ. ફિમેલ ટ્રેનિંગ કોલેજ, ભોળાનાથ લેડીઝઈન્સ્ટીટ્યુટ.

## પારસીની અગિયારી, મ્યુનીસીપાલિટિ.

ખાડીઆમાં—હાટકેશ્વર મહાદેવ, અને પોસ્ટ ઓફીસ.

સારંગપુરમાં—રણછોડજીનું મંદિર, દ્વારકાનાથજીનું મંદિર, ભાઇશંકર નાનાભાઇની લાઇબ્રેરી, રેવાબાઇનું દવાખાનું.

રાયપુરમાં—મદનગોપાલની હવેલી, વીરચંદ દીપચંદ લાયબ્રેરી, મોરલીધરનું મંદિર, છબીલા હનુમાનનું દહેરૂં, પોસ્ટ ઓફીસ.



સીદી સૈયદની મસીદની જાળી

લાલ દરવાજા બહાર ઈશાન ખુણામાં અમદાવાદ વસાવનાર સુલતાન અહમદશાહ ૧ લાના ગુલામ સીદી સૈયદ જેનાપર સુલતાનની બહુ મહેરબાની હતી. ધીરેધીરે તે ધનવાન અને સત્તાવાન થયો શાહી હદમાંજ તેણે સુંદર મસીદ બંધાવી છે. આ મસીદની અંદરના ભાગમાં પથ્થરની જાળીઓ જોવા જેવી છે. જાળીઓ ૧૦ ફુટ પહોળી છે અને ઉંચાઇમાં ૭ ફુટ છે. આખા એશિયામાં આ જાળીઓનો જોટો નથી. આ જાળીઓમાં ડાળાં, ડાળી, પાંખડાં, પાંદડા, સાથે ઝાડ પત્થરની આર પાર કોતરેલું છે, તેનું કોતરકામ ઘણુંજ ઉમદા અને ઝીણામાં ઝીણું નકસી અને સુંદર છે.

આસ્તોડીઆમાં—દસ્તુરખાનની મસીદ, રાણી સિપ્રાની મસીદ.

જમાલપુરમાં—મ્યુનીસીપાલિટિનું દવાખાનું, ગાયકવાડની હવેલી, કાચની મસીદ, પોસ્ટ ઓફીસ,

ખાનપુરમાં—એક પત્થરની મસીદ, શાહ વઝીરૂદીનનો રોજો,

ભદ્રમાં—ભદ્રકાળી માતા, પોસ્ટ ઓફીસ, જડજ સાહેબની કચેરી, સ્મોલકોઝ કોર્ટ, તાર ઓફીસ, મીડલ સ્કુલ, હિમાભાઇ લાયબ્રેરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ટેમ્પલ ગાર્ડન બાગ, પ્રેમાભાઇ હોલ, ઇમ્પીરીયલ બેંક, માજીસ્ટ્રેટની કચેરી, કલેકટર સાહેબની કચેરી, સબ રજીસ્ટ્રર સાહેબની કચેરી; ઉત્તર વિભાગના ઇન્સ્પેકટર સાહેબની ઓફીસ.

માણેકચોકમાં—બાદશાહનો હજીરો, રાણીનો હજીરો, માણેકનાથ બાવાનું મંદિર, મણીલાલ રણછોડદાસનો બંધાવેલો કુવારો, શેર બજારનો હોલ, બહુચરાજીનું મંદિર, મશાણીઆ હનુમાન, તિલક મેદાન. શાક મારકીટ

ઝવેરીવાડમાં—સ્વામીનારાયણનું મંદિર, શ્રાવક લોકોનાં દહેરાં, પાંજરા પોળ, શેઠ દલપતભાઇની કન્યાશાળા,

દરિયાપુર—અચરતલાલ વેરાગીનું અન્નક્ષેત્ર, સુવર જનાવરોનું દવાખાનું, સર્યુદાસ મહારાજનું મંદિર, મિત્રમંડળ તરફથી થએલી લાયબ્રેરીઓ.

ઇદરિયામાં—રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ, બેચરદાસનું

દવાખાનું, લક્ષ્મીપ્રસાદ શંભુપ્રસાદ લાયબ્રેરી, પોસ્ટ ઓફીસ.

શાહપોરમાં—શેકડીઆ હનુમાનનું દહેરૂં, શેખહુસેન અહ-મદ ચીસતીની મસીદ, ઓલીઆની મસીદ, રણછોડ-લાલ છોટાલાલની મીલ, ઇલેકટ્રીસીટીની ઓફીસ.

કાળુપુરમાં—સફરખાનની મસીદ, અંબાજીમાતાનું મંદિર, રણછોડજીનું મંદિર, મદનમોહનજીનું મંદિર, ગોસ્વામી મહારાજનું મંદિર, લાલા લજપતરાયની લાયબ્રેરી. કાળુપુર ટાવર, હવા ટાવર.

મીરઝાપુરમાં—નગરશેઠનો બંગલો, ઇન્ડસ્ટ્રીઅલ બેંક, ભીડ-ભંજન હનુમાનનું દહેરૂં, અંબાલાલ સારાભાઇનો બંગલો, પારસી અગિઆરી.

ઘીકાંટા—પીરમશાહનો રોજો, આનંદભુવન થીએટર, શાંતિભુવન થીએટર, મારતર થીએટર, ભારતભુવન થીએટર, જેસંગભાઇની વાડી, શેઠ મગનલાલ કરમ-ચંદની વાડી.

અસારવા—દાદાહરીની વાવ, માતર ભવાનીની વાવ, આચાર્યજીની બેઠક, નીલકંઠ મહાદેવ, અસારવા સ્ટેશન, શ્રીનાથજીનું મંદિર.

ગોમતીપુર—નરસીંહજીનું મંદિર, શેઠ રણછોડલાલ ગીર-ધરલાલના મહાદેવ, ઓવરબ્રીજ.

સરસપુરમાં—અંબાજી માતાનું મંદિર, સરસપુરની દક્ષિ-ણમાં મલેક સાબાના નરસીંહજીનું મંદિર તથા મલેક સાબાનું તળાવ, શેઠ મણીલાલ મગનલાલનો બાંધેલો મોટો બંગલો, તથા બાગ.

## લાયબ્રેરીઓ.

| નામ. | ઠેકાણું. |
|---|---|
| હીમાભાઇ લાયબ્રેરી | ભદ્ર આગળ |
| આપારાવ ભોળાનાથ લાયબ્રેરી | રાયપુર દરવાજા બહાર |
| દાદાભાઇ નવરોજી લાયબ્રેરી | ખાડીયામાં |
| ભાઇશંકર નાનાલાલ લાયબ્રેરી | સારંગપુરમાં |
| વીરચંદ દીપચંદ લાયબ્રેરી | રાયપુરમાં |
| મણીલાલ રણછોડદાસની લાયબ્રેરી | રીચીરોડ |
| મિત્રમંડળ લાયબ્રેરીઓ | દરીઆપુરમાં |
| લાલા લજપતરાય લાયબ્રેરી | કાળુપુર |
| લક્ષ્મીપ્રસાદ શંભુપ્રસાદ લાયબ્રેરી | ઇડરીઆ ચકલામાં |
| યંગમેન મોહમેડન એસોશીએશન લાયબ્રેરી | ત્રણ દરવાજા પાસે |

## શહેરના બજારો.

રીચીરોડપર મુખ્ય દુકાનો,—ચોપડીઓવાળાની, ઘડીઆળીની, સોના રૂપાના તૈયાર દાગીનાની, કાપડની, મિઠાઇની, અને બીજી પરચુરણ દુકાનો.

**માણેકચોકમાં**—સોનારૂપાની, ઝવેરીઓની, શેરબજાર, કંસારા બજાર, શાક બજાર, તૈયાર કાપડની દુકાનો, કાપડ બજાર, શરાફ બજાર, સોના રૂપાને ગાળવાની દુકાનો.

**કાળુપુર દરવાજા બહાર**—દાણા બજાર, સાકર બજાર, રેવડી બજાર, એરંડા બજાર, કપાસીઆ બજાર, મસ્કતી કાપડ બજાર, મિઠાઇની દુકાનો, બીજી પરચુરણદુકાનો.

**રાયપુર ચકલામાં**—કાપડની દુકાનો, ગાંધીની દુકાનો, બીજી પરચુરણ દુકાનો.

**પાંચકુવા દરવાજા બહાર**—કાપડ બજાર, કકડાનું બજાર, બીજી પરચુરણ દુકાનો.

**સારંગપુર દરવાજા બહાર**—લાકડાનું બજાર, બીજી પરચુરણ દુકાનો

**રાયપુર દરવાજા બહાર**—પરચુરણ દુકાનો.

**આસ્તોડીઆ દરવાજા બહાર**—ઢોરનું બજાર, બીજી પરચુરણ દુકાનો.

**દિલ્લી દરવાજા બહાર**—ઘીનું બજાર, ગોળનું બજાર, કાપડનું બજાર, દાણાનું બજાર, કરીઆણાનું બજાર.

**કંદોઇ ઓળમાં**—કંદોઇ બજાર, લોઢાનું બજાર, ગાંધીનું બજાર, કાગદીનું બજાર.

**ચાંલ્લાઓળમાં**—અહીં રસવાનું, ઢોળ ચઢાવવાનું, ઓપવાનું, અને બૈરાંના કપડાં શીવણનું કામ થાય છે, ચાંલ્લા, આડા પણ બને છે. અને મળે છે.

**રતનપોળમાં**—સોના રૂપાના તૈયાર દાગીના વેચવાની દુકાનો, કાપડનું બજાર, સાલ્લા બજાર, ખાદી મારકીટ, બીજી પરચુરણ દુકાનો.

**જુમ્મામસીદ પાસેના બજાર**—કાપડ બજાર, ટોપીઓનું બજાર, કટલરી સામાનનું બજાર, બીજી પરચુરણ દુકાનો.

**ત્રણ દરવાજા બહાર**—અંગ્રેજી દવાઓ વેચનારની દુકાનો, કાચનો સામાન વેચનારની દુકાનો, ચોપડીઓ વેચનારની દુકાનો, ઘોડાના સામાન વેચનારની દુકાનો, કટલરી સામાનની દુકાનો.

**ભદ્રનું બજાર**—ગાંધીની, સરૈયાની, માળીની, મેવા મીઠાઇવાળાની દુકાનો. આ ખાસ બજારમાં શુક્રવારે ગુજરી ભરાય છે.

**સ્ટેશનનું બજાર**—હોટલો, વીશીઓ, પરચુરણ કંસારાની દુકાનો, પરચુરણ સામાનની દુકાનો.

#  મેળા. 

| મેળાનું નામ | કઇ જગાએ ભરાય છે | કયે દિવસે. |
|---|---|---|
| નરસિંહજીનો મેળો | ગોમતીપુર | કારતક સુદી ૧ |
| રણછોડજીનો મેળો | સારંગપુર દરવાજા આગળ | કારતક સુદી ૧૫ |
| રામનવમીનો મેળો | સ્વામીનારાયણના મંદીર પાસે | ચૈત્ર સુદી ૯ |
| રથયાત્રાનો | જમાલપુર પાસેથી રથ નીકળે છે | અસાડ સુદી ૨ |
| ધનુષધારીમાતાનો મેળો | નરોડાના રસ્તાપર | અસાડ સુદી ૧૫ |
| દૂધેશ્વરનો મેળો | દૂધેશ્વર આગળ | અસાડ વદી ૦)) |
| બિલાડીના બાગનો મેળો | દરિયાપુર દરવાજા બહાર | શ્રાવણ માસનો પહેલો સોમવાર |
| સુખરાયનો મેળો | કાંકરીઆનો | બીજે સોમવાર |
| શાહવાડીનો મેળો | જમાલપુર દરવાજા બહાર | ત્રીજે સોમવાર |
| ખડકધારેશ્વરનો મેળો | દિલ્હી દરવાજાની બહાર | શ્રાવણ વદી ૭ |
| ,, | ,, | વદી ૮ ગોકળ ૮ |
| નીલકંઠ મહાદેવનો મેળો | અસારવા | શ્રાવણ વદી ૦)) |
| સપ્તઋષિનો મેળો | જમાલપુર દરવાજા બહાર | ભાદરવા સુદી ૫ |
| ખડકધારેશ્વરનો મેળો | દીલ્હીદરવાજા બહાર | ભાદરવા સુદ ૮ |
| દશેરાનો મેળો | કાંકરીઆ તળાવ | આસો સુદી ૧૦ |
| રણછોડજીનો મેળો | સારંગપુરમાં | આસો સુદી ૧૫ |

માણેકઠારીનો

# વસ્તી.

દસ દસ વર્ષે સરકાર તરફથી વસ્તીની ગણુતરી થાય છે. સને ૧૯૨૧ ની સાલની છેલ્લી વસ્તીવાળાં ઘરોની સંખ્યા ૭૧૬૦૦ છે. અને ૨૭૦૯૧૪ માણુસની વસ્તી છે સને ૧૯૨૪ ની વરસ આખરે અંદાજ વસ્તી ૨૮૪૩૧૪ છે. તેમાં હજી પણ વધારો થાય છે એમ કહેવાય છે કે એક વખતે મુસલમાની રાજ અમલમાં અમદાવાદ એવડું મોટું શહેર હતું કે તેમાં ૯ લાખ તો મકાનો અને ૨૦ થી ૩૦ લાખ માણુસની વસ્તી હતી, શહેરની આસપાસ ફરતાં ૩૬૦ તો પરાં હતાં.

શહેરમાં સાધારણ રીતે હિંદુ, જૈન, મુસલમાન, પારસી તથા ખ્રિસ્તીની વસ્તી છે.

## વોર્ડ વાર વસ્તી.

| વોર્ડનું નામ. | | વસ્તીવાળાઘરોની સંખ્યા. | વસ્તી |
|---|---|---|---|
| ખાડીઆ | વોર્ડ ૧ | ૪૦૩૩ | ૧૪૦૪૭ |
| ;, | વોર્ડ ૨ | ૩૦૫૦ | ૧૦૦૧૭ |
| ,, | વોર્ડ ૩ | ૨૩૬૦ | ૮૯૯૬ |
| કાળુપુર | વોર્ડ ૧ | ૩૬૯૭ | ૧૪૧૬૬ |
| ,, | વોર્ડ ૨ | ૩૭૭૭ | ૧૪૦૦૪ |
| ,, | વોર્ડ ૩ | ૩૩૪૫ | ૧૩૬૩૩ |
| દરીયાપુર | વોર્ડ ૧ | ૪૪૫૦ | ૧૬૬૧૩ |
| ,, | વોર્ડ ૨ | ૩૭૬૬ | ૧૩૪૦૧ |
| શાહપુર | વોર્ડ ૧ | ૪૦૩૬ | ૧૪૮૯૫ |
| ,, | વોર્ડ ૨ | ૪૮૯૩ | ૧૯૦૧૧ |
| રાયખડ | વોર્ડ ૧ | ૫૦૫૪ | ૧૫૨૦૪ |
| જમાલપર | વોર્ડ ૧ | ૫૧૫૪ | ૨૦૩૪૧ |
| ,, | વોર્ડ ૨ | ૨૯૧૮ | ૧૦૮૩૨ |

# પરાની વસ્તી.

| પરાનું નામ. | વસ્તીવાળાઘરની સંખ્યા. | વસ્તી. |
|---|---|---|
| કાજીપર | ૪૦૫૪ | ૧૫૬૭૩ |
| શાહીબાગ | ૯૨૩ | ૨૯૭૮ |
| અસારવા | ૧૩૯૫ | ૮૭૭૮ |
| રેલનેપરા | ૧૩૯૪ | ૫૭૩૨ |
| શહેર કોટડા | ૪૭૫૨ | ૧૭૮૫૩ |
| સરસપુર | ૨૫૩૧ | ૮૬૧૪ |
| ગોમતીપુર | ૨૫૯૦ | ૯૧૩૬ |
| રાજપુર—હીરપુર | ૪૨૬ | ૧૪૨૭ |
| એલીસબ્રીજ | ૭૪૫ | ૨૦૪૩ |
| રેલવે યાર્ડ | ૦ | ૦ |
| અમદાવાદ, અસારવા | ૪૯૩ | ૧૨૮૨ |
| કાંકરીઆ રેલવે યાર્ડ | ૨૯ | ૬૨ |
| એલીસબ્રીજ યાર્ડ | ૧૫ | ૬૭ |
| પ્લેટ ફોર્મ પર | ૦ | ૫૧૪૨ |
| ભીખારીઓ | ૦ | ૫૫૨ |
| કુલ ઘરો | ૭૧૬૦૦ | કુલ વસ્તી. ૨૭૦૯૨૪ |

કુવારા—માણેકચોકમાં શેઠ મણીલાલ રણછોડદાસનો બંધાવેલો, રીચીરોડપર રા. રા. રણછોડલાલ છોટાલાલનો બંધાવેલો, પાંચકુવા દરવાજા પાસે (પાંચકુવાના મહાજન તરફથી.)

**ધર્મ**—હિંદુ ધર્મ-હિંદુઓનો; મુસલમાની ધર્મ-મુસલમાનનો; જરથોસ્તી ધર્મ-પારસીઓનો, જૈન ધર્મ—શ્રાવકનો, ખ્રિસ્તી ધર્મ-ખ્રિસ્તીઓનો.

**હિંદુ ધર્મનાં પુસ્તકો**—વેદ, સ્મૃતિ, શ્રીમદ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ગીતા, મહાભારત, અને રામાયણ વગેરે છે.

**મુસલમાનોનું** ધર્મ પુસ્તક કુરાનએ શરીફ.

**જૈન ધર્મનું**, કલ્પસૂત્ર,

**પારસી ધર્મનું**, અવસ્તા,

**ખ્રિસ્તી ધર્મનું**, બાયબલ

**હિંદુ ધર્મમાં** શૈવ, અને વૈષ્ણવ એ બે મોટા પંથો છે.

**શૈવ માર્ગી**—એ ધર્મવાળા શ્રીમદ્ શંકરાચાર્યના મતને માનનારા અને **વૈષ્ણવ** ધર્મવાળા વિષ્ણુના ભક્ત છે, શૈવ અને વૈષ્ણવ માર્ગમાં અનેક પંથો છે. આ સિવાય માતા-દેવી, કબીર, બીજ વગેરે અનેક પંથો છે.

વેપાર—વસ્તીનો ત્રીજો ભાગ મીલોમાં કામ કરે છે, કેટલાક સરકારી નોકરી કરે છે. બાકીના વેપાર કરે છે. અમદાવાદમાં કાપડ સુતરની ૬૪ મીલો છે, તેનું કાપડ પરદેશ જાય છે, રેશમ, કાપડ, કસબ, કીનખાબ, લાકડાં તથા હાથીદાંતનું કોતર કામ, હીરા, માણેક, જડાવ કામ, ભરત કામ, જીનો, પ્રેસો, ચોખાની મીલો, અનાજ દળવાની ઘંટીઓ, બરફ, તથા દીવાસળી બનાવવાનાં કારખાનાં વગેરે છે.

## રાજમાર્ગો.

આ શહેરમાંના મુખ્ય ભાગો કંઇક વધારે સીધા ને પહોળા છે. આ શહેરનાં જુદા જુદા વિભાગોમાંથી કોટને જુદે જુદે દરવાજે પહોંચાય એવા રસ્તાઓ મુખ્ય ગણવામાં આવતા હતા અને તેમાંના નાના મોટા ઘણા રસ્તાઓ હજી પણ લગભગ તેજ સ્થિતિમાં છે. આ રસ્તાઓમાંના કેટલાક વિભાગના નામ ઉપરથી, કેટલાક તેની પાસે આવેલા કોઇક નામાંકિત મથક મકાનના નામ ઉપરથી, અને થોડાક કોઈ પ્રસિદ્ધ પુરૂષોના નામ ઉપરથી ઓળખાય છે. સને ૧૮૮૦ પછીથી કેટલાક નવા રસ્તાઓ કાઢવામાં આવેલા છે, અને તેનાં નામો રીચીરોડ, રીડરોડ, ઓલીફન્ટરોડ છે.

## મોટા રસ્તાઓ.

ગણેશ બારીના દરવાજાથી એક મોટી સડક.

પાનકોરના નાકેથી દિલ્લી દરવાજા સુધી.

અમાસા ગેટથી પાનકોરના નાકેથી દિલ્લી દરવાજા સુધીની સડક.

ભદ્રથી સ્ટેશન સુધી સીધી સડક.

ભદ્રથી દિલ્લી દરવાજા સુધી જવાની એક સડક.

ભદ્રથી જમાલપુર જવાની એક સડક.

ખાડીઆમાંથી રાયપુર જવાની એક સડક.

કાળુપુરથી સ્ટેશન સુધી એક સડક.

દરીઆપુરમાં પ્રેમ દરવાજાની દિલ્લી દરવાજા સુધીની એક સડક.

માણેકચોકમાંથી ઉત્તર દિશા તરફ એક રસ્તો રતન પોળમાં થઇને દરિયાપુર જવાનો છે.

માણેકચોકમાંથી એક બીજો રસ્તો કદોઈઓળમાં થઇ કાળુપુર દરવાજા તરફ જાય છે.

માણેકચોકમાંથી પૂર્વ તરફના રસ્તે જતાં સાંકડી શેરીમાં થઇ, ખાડીઆમાં જવાય છે.

માણેકચોકમાંથી દક્ષિણ દિશા તરફ મદનગોપાલની હવેલી તરફથી આસ્તોડીઆ દરવાજે જવાય છે, તથા રાયપુરમાં પણ જવાય છે.

માણેકચોકમાંથી પશ્ચિમ તરફ જતાં માંડવીની પોળ, ને ત્યાંથી ભદ્ર સુધી જવાય છે.

ગણેશ બારીના દરવાથી એક મોટી સડક તે છેક આસ્તો-ડીઆ દરવાજા સુધી છે.

ખમાસા ગેટથી. સીધી સડકે જતાં વળી એક મોટી સડક આવે છે તે ઉત્તર દિશામાં પાનકોરને નાકે થઇને દીલ્લી દરવાજા સુધી જાય છે.

પાનકોરના નાકેથી દિલ્લી દરવાજા તરફ જવાને માટે એક મોટી સડક છે.

દીલ્લી દરવાજેથી એક સીધી સડક શાહીબાગ જાય છે.

શાહજહાન નામના રાજાના નામ ઉપરથી આ સ્થળને શાહીબાગ કહે છે.

શહેરનો મુખ્ય રસ્તો—જે સ્ટેશનથી ભદ્ર સુધી જાય છે. આ રસ્તાનો કેટલોક ભાગ રીચીરોડ તથા રીડરોડ કહેવાય છે.

શહેરમાં એક સ્થળેથી બીજે સ્થળે જવા આવવા માટે ભાડાની ઘોડાગાડીઓ, તથા ભદ્રથી સ્ટેશન સુધીમાં ઘણી મોટરલારીઓ ચાલે છે, દરેક રસ્તાઓ ઉપર વિજળીના દીવા મૂકેલા છે.

## દરવાજા બહાર શું આવેલું છે અને ત્યાંથી ક્યાં જવાય છે.

**શાહપુર દરવાજા બહાર**—કાગળનું કારખાનું, જૈનો માટે બંધાવેલું શાન્તિસદન સ્મશાનગૃહ.

**દિલ્હી દરવાજા બહાર**—માધુપરૂ, હઠીસીંગનુ દેવળ, ગાંડાની ઇસ્પીતાલ, દૂધેશ્વર, ભીમનાથ, શાહીબાગ, કાંપ, સાબરમતી વિગેરે ઠેકાણે જવાય છે.

**દરિયાપુર દરવાજા બહાર**—બારડોલપરૂ બિલાડીનો બાગ, તથા કાંપમાં જવાય છે. ત્યાં હરિવલવ મુળચંદની મીલ, માણેકચોક મીલ, ને બીજી મીલો છે.

**પ્રેમ દરવાજા બહાર**—લોટની મીલ, મનસુખભાઈની મીલો, અસારવા તથા આચારજીની બેઠકે જવાય છે.

**કાળુપુર દરવાજા બહાર**—સાકર બજાર, દાણા બજાર, કપાસીઆ બજાર, એરંડા બજાર, અસારવા, નરોડા, સરસપુર તથા સ્ટેશનપર જવાય છે.

**પાંચકુવા દરવાજા બહાર**—કાપડની દુકાનો, રણછોડભાઇની ઇસ્પીતાલ, પોલીસ ગેટ, માધવ બાગ, મસ્કતી મારકીટ.

**સારંગપુર દરવાજા બહાર**—મીઠાની વખાર, સરસપુર જવાનો રસ્તો, માધુભાઇની મીલ, ગોમતીપુર જવાનો રસ્તો. માધુ બાગ.

**વડની ગેટના દરવાજા બહાર**—મહીપતરામનું અનાથાશ્રમ છે, આટાની મીલ; મોતીલાલ હીરાભાઈની મીલો.

**રાયપુર દરવાજા બહાર**—કામનાથ મહાદેવ, આપરાવ ભોળાનાથની લાયબ્રેરી, કોટન મીલો, દીવાસળીની મીલ, વહોરા લોકોનો રોજો, કાંકરીઉ તળાવ ત્યાં બળીઆ કાકા લોકો જાય છે.

**આસ્ટોડીઆ દરવાજા બહાર**—કાગડા પીઠમાં આંધળાં લુલાને રાખે છે. શુક્રવારના દહાડે ઢોરો ત્યાં વેચાય છે. નવાપરાની બહુચરાજી, શાહઆલમના રોજે, ચંડોળા તળાવે, લાંભા, જેતલપુર જવાય છે.

**જમાલપુર દરવાજા બહાર**—જગન્નાથજીનું મંદિર, કેલીકો મીલ, બહેરામપુરનો આરો, સોમનાથ ભુદરનો આરો, સપ્તઋષિનો આરો, ગટરનું કારખાનું, ધોળકે જવાનો રસ્તો, સ્મશાન ગૃહ બાંધેલું છે.

**ખાનપુર દરવાજા બહાર**—મહોરમમાં તાબુત ઠંડા કરે છે. ત્યાંથી નદીએ જવાય છે.

**ખાનજહાન દરવાજા બહાર**—ખ્રિસ્તી લોકોનું કબરસ્તાન છે.

**એલીસબ્રીજ**—શહેરની પશ્ચિમ દિશાએ આવેલ છે. સાબરમતી નદી ઉત્તર દક્ષિણ તરફ વહે છે. તેના ઉપર જવા આવવાનો એક પૂલ બાંધેલો છે. તેનું નામ એલીસબ્રીજ છે. એલીસ નામના કલેકટરના વખતમાં બંધાવેલો તેથી તેનું નામ એલીસબ્રીજ પાડવામાં આવ્યું છે. તે સને ૧૮૯૨ માં બંધાવ્યો હતો. એલીસબ્રીજ સ્ટેશન પણ તેના નામથી પાડેલું છે. ત્યાં ગુજરાત કોલેજનું સુંદર મકાન છે.



શાહઆલમનો રોજો

**શાહઆલમનો રોજો**-બહુચરાજી માતાજીથી માઇલ છેટે એ રોજો આવેલો છે શાહઆલમ એ વટવાના બુર્હાન-ઉ-દીન કુત્બ-ઉલ-આલમના પુત્ર અને સુલતાન મહમૂદ બેગડાનાં ધર્મગુરૂ હતા. તે ૪૫૦ વર્ષ પર મરી ગયા તેમની અહીં કબર અને રોજો છે. એ રોજાને પિત્તળની જાળીઓ છે. ઘુમટના ઉપલા ભાગમાં સોનું અને જવાહીર દિલ્હીના પાદશાહ જહાંગીરની બેગમ નુરજહાંના ભાઇ અસોફખાંએ જડાવ્યું હતું આ રોજાના બે ઉંચા ટોડા મિનારા છે. તથા રોજાની જગો સુંદર અને જોવાલાયક છે રોજાની નીચે મોટું ટાંકું છે. રોજામાં ઓરસ-મેળો ભરાય છે. આ ઓરસમાં બહારગામથી ઘણા મુસલમાનો આવે છે.

તેમાં અંગ્રેજી ઉંચી કેળવણી અપાય છે. એલીસબ્રીજપર સારા સારા લેકોએ બાંધેલા બંગલાઓ પણ ઘણા છે. ત્યાની હવા ઘણી સારી છે.

**કાંકરીઉં તળાવ**—રાયપુર દરવાજા બહાર આવેલું છે કુતુબશાહ નામના મુસલમાન રાજાએ આ બાંધેલું છે. તેની વચ્ચે નગીના વાડી છે, તેમાં પહેલાં સુંદર મહેલ અને નાનો સરખો બગીચો હતો હિજરી ૮૮૫ સંવત ૧૫૦૭ ની સાલમાં બંધાવવામાં આવ્યું હતું.

**મણીપુર**—શેઠ મણીલાલ રણછોડદાસના નામ ઉપરથી વસાવવામાં આવેલું મણીપુર નામનું ગામ કાંકરીઆ તળાવની દક્ષિણમાં આવેલું છે.

કાંકરીઆ તળાવના અગ્નિ ખૂણામાં સુસ્કર, દેડકી નામનાં નાનાં તળાવ છે.

મ્યુનિસીપાલીટી સને ૧૮૫૭ માં સ્થપાઇ હતી તેમાં હાલ ૬૦ સભાસદો છે, તેમાંના લોકો તરફના પ્રતિનિધિ ૫૦ છે. તે અને બાકીના સરકારી માણસો ભેગા મળી શહેરનો કારભાર ચલાવે છે, આ માણસો મ્યુનિસિપલ કાઉન્સિલર કહેવાય છે, તેમનું કામ રસ્તા બંધાવી સાફ રાખવાનું, દીવાબત્તી કરવાનું, પ્રાથમિક કેળવણીનું, દરદીઓ માટે દવાખાના ઉઘાડવાનું, શહેરને સ્વચ્છ પાણી પૂરૂં પાડવાનું, શહેરમાં પાણીના નળ, તથા ગટર ઉપર દેખરેખ રાખવાનું કોહી કે સડી ગયેલાં શાકપાન વેચાતાં અટકાવવાનું વગેરે છે. ઉપરનાં કામોમાં પૈસાનો ખર્ચ થાય તેથી લોકો પાસેની કર અને બહાર ગામથી આવતા માલપર જકાત લેવામાં આવે છે,

# વર્તમાનપત્રો.

| પત્રનું નામ. | |
|---|---|
| પ્રભાત | દૈનિક |
| સંદેશ | ,, |
| પ્રજાબંધુ | અઠવાડિક. |
| ગુજરાતી પંચ | ,, |
| પોલિટિકલભોમીઓ | ,, |
| નવજીવન | ,, |
| ગુજરાત વર્તમાન અને | ,, |
| કાઠિયાવાડ સમાચાર | ,, |
| યંગ ઇંડિયા (અંગ્રજીમાં) | ,, |
| હિંદી નવજીવન | ,, |
| જૈન એડવોકેટ | ,, |

## અમદાવાદનું માસિક—સાહિત્ય.

બુદ્ધિપ્રકાશ, ગુજરાત શાળાપત્ર, વૈદ્યકલ્પતરૂ, વસન્ત, સુન્દરી સુબોધ, ભાગ્યોદય, સેવક, મોક્ષ પત્રિકા, કડવા વિજય કર્મવીર, નાગરઉદય, સ્ત્રીબોધ, શ્રીમાળી શુભેચ્છક, શ્રી સ્વામીનારાયણ, વેપારી જગત, ભાવસાર શુભેચ્છક, ગૃહિણી ભૂષણ, ખડાયતા મિત્ર, ખેતીવાડી વિજ્ઞાન, જૈન, હિતેચ્છુ, સાબરમતી, પ્રસ્થાન.

**બેંકો**—ઇમ્પિરિયલ બેંક (બે શાખા) ઇંડિયા (બે શાખા) બરોડા બેંક ( ત્રણ દરવાજા પાસે ) જૈન બેંક (માણેકચોકમાં) ઇન્ડસ્ટ્રિઅલ બેંક (ત્રણ શાખા) સેંટ્રલ બેંક ઓફ ઇંડિઆ (રીચીરોડ.)

**બેંકો**—ધંધાની ઉથલ પાથલ ઘણી થતી હોવાથી વેપાર માટે નાણાંની આપલેનું કામકાજ બેંકોમાં થાય છે. અમદાવાદમાં આવી સાત બેંકોએ ઓફિસો ઉઘાડી છે તેમજ પેટા શાખાઓ પણ ખોલેલી છે.

**સ્વદેશી સ્ટોર્સ**—દેશી કાપડ વગેરે માલ વેચવા માટે ગુજરાતી સ્વદેશી સ્ટોર્સ, બીજા બે સ્ટોર્સ બંધ થયા છે.

**ઓઇલ મિલો**—એરંડા વગેરે તેલી પદાર્થ પીલવા માટેની ગુજરાત ઓઇલ મીલ, સરસ્વતી, રાજનગર, એ ત્રણ છે.

**છાપખાનાં**—ચોપડીઓ, વર્તમાનપત્રો વગેરે છાપવા માટે શહેરમાં ૫૦ ઉપરાંત છાપનાનાં છે.

**ટાઇપ ફાઉન્ડરિઓ**—છાપખાનામાં વપરાતા ટાઇપ તૈયાર કરવા માટેનાં શાહપુરમાં બે કારખાનાં છે.

**દીવાસળીના કારખાનાં**—કાંકરીઆ જતાં રસ્તા પર આ કારખાનું આવેલું છે તથા બીજું ગોમતીપુર જતાં આવેલું છે. તેમાં દીવાસળી બને છે અને તે શહેરમાં અને બહારગામ જાય છે.

**બરફનાં કારખાનાં**—શહેરમાં બરફ પુરો પાડવા માટે એલીસબ્રીજ, શાહીબાગ, માધવપરામાં, કાંકરીઆ જતાં દીવાસળીના કારખાનાંની સામે. એ ચાર કારખાનાં છે.

**ગલીચા**—શાહપુરમાં સારા બને છે, અને તે દૂર વિલાયત વગેરે સ્થળે જાય છે.

**અમદાવાદી કાગળ**—અમદાવાદમાં ચોપડા બાંધવાના ઉંચી જાતના કાગળ, શાહપુર, કોચરબ વગેરે સ્થળે જથાબંધ બનતા હતા. પણ હાલમાં પરદેશથી પુષ્કળ કાગ-

ળનો જથ્થો આવતો હોવાથી શહેરનો આ ઉત્તમ હુન્નર મંદ પડ્યો છે. છતાં ચોપડા બાંધવા માટે તો આ શહેરની બનાવટનાંજ કાગળો અમદાવાદી કાગળ એ નામે પ્રખ્યાત છે. તેજ લોકો વાપરે છે. શાહપુર દરવાજા બહાર કાગળ બનાવવાનું કારખાનું છે.

શહેરમાં સુતર અને કપડું વણવાની મિલો સિવાય લોટ દળવાનાં, ડાંગર ખાંડવાનાં, લોખંડ અને પિત્તળના ઘાટ બનાવવાનાં અને તેલ પીલવાનાં પણ ઘણાં કારખાનાં છે.

**ત્રણતાર**—આ શહેરનો મુખ્ય વેપાર સુતર, રેશમ, અને કસબ ત્રણ તાર ઉપર ચાલતો હોવાથી તે ત્રણ તાર પર જીવે છે. એમ કહે છે. સુતરનાં તારમાંથી ધોતીઆં, ચાદરો, સાલ્લાં, સાડીઓ, જાતજાતની છીંટો અને બીજું પરચુરણ કાપડ બને છે. રેશમ અને કસબના તારમાંથી કીનખાબ. અતલસ, ગજીઆણી, સાડી, બાંટ, સોળાં, ચુંદડી, અમર, મુગટા, પિતાંબર, રેશમી અને કસબી ચલોટા અને ધોતીજોટા અલાયચાં, ખંડ, ચંદ્રકળા, મગીયાં, મશરૂ, ભરતકામ, ફીત, તોઈ, મોળિઆં, ઝીકની કિનાદી અને પાઘડિઓ બહુજ વખાણવા લાયક અને ઉત્તમ બનતા હોવાથી અમદાવાદ શહેર તે માટે પ્રખ્યાત ગણાતું હતું. એક વખત અહીંનો માલ બધી દુનિયામાં વખણાતો અને વેચાતો હતો.

**આયાત**—બધી જાતનાં ધાન્ય, શાકભાજી, સુતરાઉ, રેશમી અને ઉનનું કાપડ, લોખંડ અને કાચનો સામાન, દારૂખાનું, દવાઓ, ખાંડ, નાળિએર, રમકડાં, કાચ, યંત્રો,

કાગળ, કે રેસીન, કોલસા, પત્થર, ઇમારતી લાકડું વગેરે બહારથી આવે છે.

**નિકાસ**—સુતરાઉ, રેશમી કાપડ, કીનખાબ, કોતર કામ, ચામડાં, શાકભાજી, મિઠાઇમાં મરકી, ધાન્ય, ડાંગર, લાકડાં વગેરે બહારગામ જાય છે.

**મિલો**—શહેરમાં પહેલ વહેલી મિલ, રા. બ. રણછોડલાલે સને ૧૮૬૦ માં, તે પછી રા. બ. બેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ, અને શેઠ મનસુખભાઇએ સ્થાપી હતી. તે પછી શેઠ મંગળદાસ ગીરધરલાલે અને શેઠ અંબાલાલ સારાભાઇ તરફથી કેટલીક મિલો અને બીજી કેટલીક કેટલાક શેઠીઆઓએ સ્થાપી છે. હાલમાં લગભગ ૬૪ મિલો ચાલે છે. ઇંગ્લાંડમાં મિલોનું શહેર માનચેસ્ટર છે, તેવું હિંદુસ્તાનનું માનસ્ટેસ્ટર અમદાવાદ શહેર ગણાય છે.

**પરચુરણ કારખાનાં**—આ શિવાય સાબુ, બટન, સોડા વોટર, બ્રશ, દૂધમાંથી મલાઇ કાઢવાની ડેરી–સંચા વગેરે ધંધાના કારખાનાં કેટલાક કરે છે અને સુતરાઉ કાપડ રંગવા અને છાપવાનું કામ છીપા અને ભાવ સારો કરે છે.

**ખેતીની પેદાશ**—શહેરની આસપાસના ખેતરોમાં ને ગામડાંમાં ખેતીમાં બાજરી, મગ, મઠ, ચોળા, અડદ વગેરે ધાન્ય પાકે છે. આ શિવાય બાગાયત મોલમાં શાકભાજીમાં વેંગણ, દૂધી, ભીંડા, કારેલા, ગિલોડાં, પાપડી, ગવારફળી, આરીઆં, અળળી, કોળું, મૂળા, મોગરી, બટાટા મેથી, વગેરે જુદી જુદી ઋતુમાં થતાં શાક ભાજી, આદુ, હળદર, લસણ, મરચાં, ધાણાં, જીરૂ, વગેરે મસાલા થાય છે. અને તે શહેરમાં જથાબંધ વેચાઇ છે. અને છત પ્રમાણે પરગામ ચઢે છે.

ફળફળાદિ—શિઆળામાં શેરડી, સીતાફળ, બોર, જામફળ વગેરે ઉતાળામાં કેરી, તરબુચ, ટેટી, રાયણુ, ફાલસા. પપૈયા, વગેરે અને ચોમાસામાં દાડમ, જાંબુ વગેરે ફળ થાય છે,

## કેળવણી ખાતું.

શહેરમાં ગુજરાતી, ઉર્દુ, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનું શિક્ષણુ આપવા માટે શાળાઓ, કોલેજો પાઠશાળાઓ તેમજ ધર્મનું શિક્ષણુ આપવા માટે ધાર્મિક શાળાઓ પણુ છે.

શહેરમાં પ્રાથમિક કેળવણી આપવા સંબંધનો વહીવટ મ્યુનીસિપાલિટિના સ્કુલ બોર્ડના ચેરમેન એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર અને સુપરવાઈઝરોની મદદથી કરે છે. બધી મળીને ૧૦૦ ઉપર નિશાળો છે. અને તેમાં ૧૫૦૦૦ છોકરાં કેળવણી લે છે. શહેરમાં ફરજિઆત કેળવણી દાખલ થાય તો બીજા ૧૬૦૦૦ છોકરાં વધે તેમ છે. મ્યુનિસિપાલિટિ હસ્તક ચાલતી પ્રાથમિક ચોથા ધોરણુ સુધીની ગુજરાતી ૮૭ દિવસની ને ૬ રાત્રિશાળાઓ મળી કુલ ૯૩ છે અને ઉર્દુ ૨૦ શાળાઓ છે.

**હાઇસ્કુલો**—ધો. ૫ થી ૭ સુધી શિખવનારી ગુજરાતી ૩ અને ઉર્દુ ૧ મળી ચાર છે. આ બધી પ્રાથમિક શાળાઓમાં સુમારે ૧૫૦૦૦ હજાર છોકરા કેળવણી લે છે.

મિશનરી તરફથી ચાલતી ૩ ગુજરાતી શાળાઓમાં ૬૦૦ છોકરાં ભણે છે.

**મજુર શાળાઓ**—બધી ૨૩ છે તેમાં આઠ દિવસની અને ૧૫ રાત્રિની છે. સાથે થોડી કન્યાઓ પણુ ભણે છે. તેમાં ૧૨૭૦ છોકરા અને ૩૦ છોકરીઓ મળી ૧૩૦૦

છોકરાં ભણે છે. આ શાળાઓ મજુર મહાજન તરફથી મિલ માલેકોએ એકઠા કરેલા તિલક સ્વરાજ્ય ફંડના વ્યાજ માંથી તેમજ મહાજનના ફંડમાંથી ચાલે છે.

આ શિવાય શહેરમાં બીજી ગામઠી, ખાનગી, રાષ્ટ્રિય શાળાઓ અને મિલોમાં મિલ મજુરોનાં છોકરાં માટે પણ કેટલીક શાળાઓ ચાલે છે.

**કન્યા શાળાઓ**—વનિતા વિશ્રામની શાળાઓ, શ્રાવિકા શાળા, ગંગાબાઈ, પ્રધાનબાઈ, હરકોર શેઠાણી, દિવાળીબાઇ, શેઠ મગનલાલ કરમચંદ અને રણછોડભાઇની કન્યાશાળાઓ, પારસી ગર્લ્સ સ્કુલ, અન્જુમને ઇસ્લામ કન્યાશાળા અને બીજી ૨૦ મ્યુનિસિપલ કન્યાશાળાઓ, મજુર કન્યાશાળાઓ ચાલે છે. મિશન કન્યાશાળામાં ૮૦૦ અને બીજી કન્યાશાળામાં મળીને સુમારે ૩૦૦૦ બાળાઓ કેળવણી લે છે.

**કન્યા કોલેજો**—સ્ત્રી શિક્ષકો તૈયાર કરવા માટે મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ. મિશન જનાના ટ્રેનિંગ કોલેજ. વીમેન હાઇસ્કુલ. મહિલા વિદ્યાલય, વનિતા વિશ્રામ.

**અંગ્રેજી શાળાઓ**—અંગ્રેજી કેળવણી આપવા માટે શહેરમાં સરકારી તથા ખાનગી ૮ હાઇસ્કુલો છે.

**મુખ્ય સરકારી**—આર, સી. ( રણછોડલાલ છોટાલાલ. ) હાઇસ્કુલ છે. અને અંગ્રેજી પહેલા ત્રણ ધોરણ સુધી શિખવનારી એક મિડલ સ્કુલ છે.

**ખાનગી અંગ્રેજી શાળાઓ**—પ્રોપાયટરિ, ટ્યુટોરિયલ, સીટી, મોડેલ, જે. એલ. મિશન એ હાઇસ્કુલો છે. તેમાં અંગ્રેજી સાત ધોરણ સુધી શીખવાય છે.

**કોલેજો**—અંગ્રેજી ઊંચી કેળવણી આપવા માટે ગુજરાત કોલેજ છે તે સાથે સાયન્સ કોલેજ, સિડનહામ લાયબ્રેરિ અને જ્યોર્જ ફિફ્‌થ હોલ જોડેલાં છે. એ સંસ્થાઓ સર ચિનુભાઇએ બંધાવી છે.

ગુજરાતમાં પુરૂષ શિક્ષકો તૈયાર કરવા માટે પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજ અને ઉર્દુ ટ્રેનિંગ સ્કુલ છે.

**ખ્રિસ્તી ધર્મ શિક્ષણની કોલેજ** – સાયન્સ કોલેજની સામે એ મિશનરી ધાર્મિક કેળવણી સંસ્થા છે.

**સંસ્કૃત અને જ્યોતિષ શાળાઓ**—શ્રીનગર અમદાવાદ સંસ્કૃત પાઠશાળા, ભાઈશંકરની, બહેચરદાસ અને સ્વામીનારાયણની સંસ્કૃત પાઠશાળાઓ; અને જોશી ઉત્તમરામ દલસુખરામ, ગિરજાશંકર હરિશંકરની જ્યોતિષ પાઠશાળાઓ છે.

**બહેરા-મુંગાની શાળા**—નવા દરવાજાના ચાર રસ્તાપર આવેલી છે.

**વ્યાયામ શાળા**—અખાડા-શહેરમાં રાષ્ટ્રીય શાળાઓ હાઇસ્કુલો ટ્રેનિંગ કોલેજોમાં કસરત શાળાઓ છે. તેમાં શારીરિક કેળવણી અપાય છે. ગુજરાત વ્યાયામ મંડળ હસ્તક ચાલતા અખાડા છે તેમાં સારંગપુરનો અખાડો જોવા લાયક છે.

**છાત્રાલયો**—સત્યાગ્રહાશ્રમ, વૈશ્ય સભા, જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડિંગ, દિગંબર જૈન બોર્ડિંગ, સરખેજ રોડપર કડવા પાટીદાર બોર્ડિંગ છે. લેઉઆ પાટીદાર, ઔદિચ્ય, ખડાયતા, સાઠોદરા, શ્રીમાળીની એ બોર્ડિંગો માધવલાલ હોસ્ટેલ છે.

**અનાથાશ્રમો**—મહીપતરામનું, બેરોનેટ ચીનુભાઇનું કાગડાપીઠનું વિગેરે.

**બાગ**—વિકટોરિઆ ગાર્ડન, ટેમ્પલ ગાર્ડન, નગીના વાડીનો બાગ, માધુ બાગ, દિલ્હી દરવાજા બહારનો બાગ. શાહીબાગ, ચીનાબાગ.

**નાટક શાળાઓ**—( થીએટરો ) આનંદ ભુવન (ઘી કાંટા સીવીલ હોસ્પિટલની બાજુએ ) શાંતિભુવન ( બ્રહ્મચારીની વાડીમાં ) ભારત ભુવન ( ઘી કાંટે ગેટ સામેની ગલીના નાકે ) માસ્તર થીએટર, ( શેઠ મગનલાલની વાડી સામે. ) ગેઇટી ( વલંદાની હવેલી પાસે. )

**સીનેમા**—વિકટર ( ગેઇટી થીએટરમાં ) કાઉન, ઇંગ્લિશ, ઇમ્પિરિયલ, સીનેમા ડી ફ્રાન્સ ( રીચીરોડ પર ) કોહીનુર રેલવે સ્ટેશન સામે, નોવેલ્ટી સીનેમા આનંદ ભુવન થીએટરમાં.

**ચોઘડીઆં**—પાદશાહના હજીરામાં, પીરમ શાહના રોજામાં અને સ્વામિનારાયણના મંદિરમાં નિયમસર ચોઘડીઆં વાગે છે.

**શ્મશાન ગૃહો**—દૂધેશ્વરમાં મુક્તિ સદન, જમાલપુરમાં બાઇશંકર નાનાભાઇનું, સોમનાથ ભુધરભાઇનું અને શાહપુરમાં જૈનોનું ઉચ્ચ વર્ણના હિંદુઓ માટેનું શાન્તિ સદન વગેરે છે.

**વલંદાનું કબરસ્તાન**—કાકરીઆની પશ્ચિમમાં છે અને અગ્નિ ખુણામાં શુક્કર અને દેડકી એ બે નાનાં તળાવો છે.

**સત્યાગ્રહાશ્રમ**—દૂધેશ્વરના ઓવારા સામે નદીની પેલી પાર **મહાત્મા ગાંધીજી** ( મોહનલાલ કરમચંદ ગાંધી ) નો આશ્રમ છે, અહીં વણાટ શાળા, ગૌ શાળા, રાષ્ટ્રીય શાળા, વિદ્યાર્થી ગૃહ અને રસોડું એ ખાસ જોવા

જોવાં છે. આ આશ્રમ જોવા માટે બહાર ગામથી ઘણા લોકો આવે છે.

**સાબરમતી જેલ**—આશ્રમની ઉપર દિશાએ અને શાહીબાગની પાછળ સાબરમતીના સામા ઓવારે રેલવે પુલની પડખે વિશાળ કેદખાનું-જેલ છે તેમાં કરાંચી મુંબઇ અને પુના સુધીના કેદીઓ રાખે છે, અને તેમની પાસે શેતરંજી, પાટી, ગલીચા, ટુવાલ, ટેબલ ક્લોથ, વીગેરે વણાવે છે. તે ઘણા સારા ટકાઉ અને મજબુત હોય છે.

**રેલવે પુલ**—શાહીબાગ અને બેરોનેટ સર ચીનુભાઈના બંગલાની વચ્ચે થઈ અમદાવાદ, અજમેર અને દિલ્હી જતી રેલવે માટે સાબરમતી નદી ઉપર જબરો પૂલ બાંધેલો છે. તેની પેલી પાર જતી રેલવેનું સાબરતી મોટું સ્ટેશન આવેલું છે. અહીં રેલવેના નોકરોને રહેવાનાં મકાનો અને બંગલા છે વળી ત્યાં રેલવેને લગતાં સાહિત્યોનો બહોળો જથ્થો રાખેલો છે.

**પાણીની ટાંકી**—( વોટર વર્કસ ) શહેરને પાણી પુરૂં પાડવા માટે દૂધેશ્વરના ઓવારે એક વિશાળ ઉંચી ટાંકી છે. તેમાં પાણી લેવા માટે નદી કાંઠાના પાત્રમાં ૧૯ કુવા છે, તેમાં ઉંડાણમાં નળો મૂકેલા છે. તે વાટે બીજા મોટા ચાર કુવામાં પાણી આવે છે. તે ચારે કુવામાંથી વરાળયંત્રો વડે પાણી ઉંચે ખેંચાઇ એક જાડા નળ વાટે ટાંકીમાં પડે છે, અને તે પછી ટાંકીમાંનું પાણી શહેરમાં અને શહેર બહાર પરાંમાં જાય છે. મોટા નળ સાથે બીજા નાના નાના નળ જોડેલા છે તે મારફતે શહેરનાં બધાં ઘરોમાં પાણી આવે છે ને મીલોમાં પણ પાણી પૂરૂં પાડે છે.

**વરસાદ**—વરસાદની મોસમ જુનની ૨૦મી તારીખથી સપટેમ્બર સુધી રહે છે શહેરમાં વરસાદ સરે રાસ ૨૫થી ૩૦ ઇંચ પડે છે,

**કુવા**—શહેરણાં જુના વખતથી દરેક પોળોમાં, ખડકીઓમાં અને જુના મકાનોમાં જરૂરપડતાં કુવા છે.

**તળાવો**–કાકરીઉં, ચંડોલા, મલેકસાબાન, શુશકર દેડકી.

**વાવો**—દાદાહરીની, માતર ભવાનીની; પાચકુવાની બારડોલવાવ (સ્ટેશનપર)

**નદી**—સાબરમતી એ નદી શહેરની ઉત્તરમાં પુર્વ-માથી આવી પશ્ચિમમાં વહે છે.

## દવાખાનાઓ

**દવાખાનાં**—મ્યુનસિપાલિટિ તરફથી નીચેના દવા-ખાના ચાલે છે. રેવાબાઇ ડિસ્પેન્સરી, જમાલપુર, એ. જી. હવા, શાહપુર, અસારવા, સરસપુર, રાજપુર આ ઉપરાંત રણછોડલાલ હોમ મેડીકલ રીલફ ઇન્સ્ટીટયુશન નામની સંસ્થા છે. આ દવાખાનાના દાકતર ઘેરઘેર ફરી બહાર ન જઇ શકે તેવાં અપંગ અને ગરીબ દર્દીઓને ઘરે જઇ મફત દવા આપે છે, અને સરકાર તરફથી સીવીલ હોસ્પિ-ટલ ચાલે છે. તેમાં આંખનું દવાખાનું અને સુવાવડ ખાતાના ઓરડા છે.

આ સિવાય બહેચરદાસનું દવાખાનું, રણછોડલાલનું, સ્ત્રીઓ માટે વિકટોરિઆ જ્યુબિલિ, રેવાબાઇ અચરતલાલ વેરગીનું સુવાવડ ખાતુ ગાંડાની હોસ્પિટલ. ઢોરોનું પતિ-યાનુ એ દવાખાનાં છે.

**દીવાબતી**—મુખ્ય રસ્તાઓ અને નાના રસ્તાઓ પર રાત્રે વીજળી લાઇટ થાય છે. પોળોમાં તથા ખડકી-

ઓમાં ફાનસો અજવાળા માટે મૂકેલાં છે, વજળીની બત્તીનું જોડાણ લોકોએ દુકાનો અને ઘરમાં પણ કરી લીધું છે. આવું જોડાણ છાપખાનાં અને બીજાં કારખાનાંમાં કરવાથી પણ લોકોની સગવડતામાં વધારો થયો છે.

**તાર ઓફીસ** – ભદ્રના મુખ્ય દરવાજા નજીક સરકારી તાર ઓફીસ છે, તે મારફતે શહેરમાં તારના સંદેશા મળે છે. તેમજ પરદેશ ખાતેના જાય છે. આ સિવાય તારનું જોડાણ શહેરમાંની રેલવે પુરા, વગેરે પોસ્ટ ઓફીસો સાથે પણ કરેલું હોવાથી તારના સંદેશા પહોંચાડવાની ઘણી જ સુગમતા થઇ છે.

**ટેલિફોન** – શહેર વિસ્તારમાં લાંબુ હોવાથી એક સ્થળેથી બીજે સ્થળે વેપાર, કામકાજ સંબંધમાં સહેલાઇથી વાત ચીત કરી શકાય તેમજ શહેરમાં કંઇ અકસ્માત બનાવ બને તે વખતે તરતજ જેને તેને ખબર મળી જાય માટે શહેરમાં અને શહેર બહાર તેમજ અમદાવાદથી મુંબાઇ સુધીનું ટેલિફોનનું પણ સીધું જોડાણ કરેલું છે તેથી વેપારીઓ સાથે મુંબાઇ સુધી દરેક વેપાર કરી શકે છે અને વાત ખણુ કરી લે છે.

**ન્યાયખાતું**—શહેરમાં બનતા ગુન્હા ચુકવવા માટે ઓનરરી ન્યાયાધીશની કોર્ટો છે, તે મારફતે શહેરમાં બનતાં ગુન્હાના ચુકાદા થાય છે. આ સિવાય બીજી સરકારી કચેરીઓ ભદ્રની પાસે છે. તેમાં લહેણુ, દહેણુ મારા મારી વગેરે તકરારોના માજિસ્ટ્રેટો ઇન્સાફ ચુકવે છે.

**પોલીસખાતું**—ફોજદારી ફરિયાદોનો નિકાલ તેમના અધિકાર પ્રમાણે કરે છે. શહેરમાં બનતા ચોરી, મારામારી, ખુન, વગેરે ગુન્હા ન બને તેની સંભાળ રાખે છે અને તે

ઠેકાણે ઠેકાણે અમુક ડિવિઝન પાડી તે લત્તામાં પોલીસ સબ ઇન્સ્પેકર નીમેલા છે. શહેરમાં બનતા ગુન્હાની પોલીસ નોંધ પ્રથમ ગાયકવાડની હવેલીમાં તે સંબંધી કામ કરનાર કરનાર પોલીસ સબ ઇન્સ્પેકટર કરે છે. પછી કોર્ટમાં તે કેસ રજુ થાય છે. પોલીસ સબ ઇન્સ્પેકટરોના ઉપરી જીલ્લાના પોલીસ સુપરિન્ટેન્ટ છે, સિટિ પોલીસ દિલ્હી દરવાજા બહાર પોલીસ લાઇન કે જે બીજા પલ્ટણ કહેવાય છે ત્યાં રહે છે.

## ☞ દસક્રોઈ તાલુકાની ભૂગોળ. ☜

અમદાવાદ શહેર દશક્રોઇમાં છે, આ તાલુકાની હદ શહેરની આસપાસ દશકોશ-દશગાઉ ફરતી આવેલી હોવાથી દશકોશી અથવા દસક્રોઇ કહેવાય છે.

દસક્રોઇ તાલુકાની ઉત્તર દક્ષિણ લંબાઈ ૨૯ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૧ માઇલ છે. આ તાલુકાની રાજ્યવ્યવસ્થા માટે ઉત્તર દસક્રોઈ અને દક્ષિણ દસક્રોઇ એવા બે ભાગ પાડેલા છે. બન્ને ભાગોમાં થઇ વસ્તી ૪૧૩૯૭૪ માણસની છે ને તેમાં ૨૭૦૯૧૪ માણસની વસ્તી તો અમદાવાદ શહેરની છે.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો કડી પ્રાંત, દક્ષિણે ખેડા જીલ્લો અને ધોળકા તાલુકાનો કેટલોક ભાગ, પશ્ચિમે સાણંદ તાલુકો અને પૂર્વે ગાયકવાડી મુલક છે.

**કુદરતી વિભાગ**—ઉત્તર તરફનો ભાગ ઉંચો છે, જમીન રેતાળ અને ગોરાડું છે. દક્ષિણ તરફનો ભાગ નીચો છે. જમીન ઘણે ભાગે કાળી છે.

**કુદરતી દેખાવ**—આ તાલુકો એકંદર સપાટ, ઝાડ પાનથી ભરપુર અને આંખને રમણીય લાગે તેવો છે. આ તાલુકાની જમીન ઉત્તરથી દક્ષિણ તરફ વહેતી નદીઓથી ચીરાએલી છે; અને નદીઓના પૂરથી ફળદ્રુપ બને છે.

**ડુંગરા**—આ તાલુકામાં ડુંગરો નથી, ઉત્તર તરફનો ભાગ ઉંચાણવાળો અને દક્ષિણ તરફનો નિચાણવાળો છે.

**નદીઓ**—સાબરમતી, ખારી અને મેશ્વો એ ઉત્તર દસક્રોઇમાં અને સાબરમતી અને ખારી દક્ષિણ દસક્રોઇમાં વહે છે.

**સાબરમતી**—એ અંબાજીના પવિત્ર ધામથી થોડે દૂર અરવલી પહાડમાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. સાબરમતી કળિયુગમાં પવિત્ર મનાય છે. તેના કાંઠે અમદાવાદ નજીક ખડ્ગધારેશ્વર, ભીમનાથ, નારાયણઘાટ, દૂધેશ્વર અને સપ્તર્ષિ એ પવિત્ર સ્થળો આવેલાં છે. આ નદી દસક્રોઇ તાલુકામાં સૌથી મોટી છે અને તે ઇશાનથી નૈઋત્ય તરફ વહે છે. રેલ આવે છે, ત્યારે તેના ભાઠામાં કાંપ ઠરે છે, તેથી જમીન રસાળ બને છે. ભાઠાની જમીનમાં સકરટેટી, તરબુચ, બટાટા, શેરડી, તમાકુ, એરંડા, શાકભાજી, વગેરેનો પાક સારો થાય છે. સાબરમતીની સકરટેટી વખણાય છે. ( ૨૦૦ માઇલ )

**ખારી**—એ પ્રાંતિજ તાલુકાની ઉત્તરેથી નીકળી સાબરમતીને મળે છે. ( ૧૦૫ માઇલ. )

**મેશ્વો**—મહીકાંઠા નજીકના ડુંગરમાંથી નીકળી ખેડા જિલ્લામાં વાત્રકને મળે છે. એનું પાત્ર સાંકડું પણ ખારીથી પહોળું છે. અને તે દસક્રોઇ તાલુકાની પૂર્વે વહે છે.

**તળાવો**—કાંકરીઉં, ચંડોળા, વસઇટંક, મલેકસાબાન એ ચાર મોટા અને બીજાં નાનાં છે.

**વસઇ ટેંક**—એ છપનીઆ દુકાળમાં સવામાઇલ ઘેરાવાનું દુકાળીઆના દુઃખ નિવારણ માટે વસઇ ગામ પાસે ખોદાવ્યું છે. તેમાં ખારીનું પાણી કાંસ વાટે લઇ શકાય છે.

**કુવા**—આ તાલુકામાં કુવા ઘણા છે. તેથી ખેતીના કામમાં તેના પાણીનો ઉપયોગ થાય છે.

**કાંસ**—ખારીમાંથી રાયપુર પાસેથી કાંસ કાઢી રાયપુર, ઓગાસણ, મુડીઆ, નરોડા પાસે થઇ ચડોળા તળાવમાં પાણી એકઠું થાય છે, ત્યાંથી વટવા થઇ દક્ષિણ દશક્રોશીમાં જાય છે. આ કાંસની આસપાસનાં ગામોમાં કાંસ ઉપરનાં ખેતરોમાં પાણી પુરૂં પાડે છે. આ પાણીથી શેરડી, અને ડાંગરના પાકને સારી મદદ મળે છે. કાંસવાટે પાણી પુરૂં પાડનારૂં સરકારી ખાતું ઈરીગેશન કહેવાય છે.

**આબોહવા**—વરસની શિઆળો, ઉનાળો, ચોમાસું એ ત્રણ ઋતુઓ છે.

શિઆળામાં ટાઢ વિશેષ પડે છે. કોઇવાર હિમ પડે છે, અને ખેતીના પાકને નુકસાન કરે છે. આ ઋતુમાં ઘઉં ચણા, તમાકુ, જવ, સરસવ, શેરડી, એરંડી, કપાસ પાકે છે. નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી શિઆળો રહે છે. ઉનાળામાં તાપ ઘણો પડે છે. આ ઋતુમાં કેરી, રાયણ, સકરટેટી, મહુડા વગેરે થાય છે. કુવાના પાણીથી કેટલેક સ્થળે કાંગ, ચણો વગેરે પકવે છે. માર્ચથી જુન સુધી ઉનાળો રહે છે.

**ચોમાસામાં**—વરસાદ સરેરાસ ૩૦ ઈંચ સુધી વરસે છે. આ મોસમમાં ધાન્ય, કપાસ, કઠોળ વગેરેનું વાવેતર થાય છે.

રેતાળ જમીનને લીધે સુખાકારી સારી રહે છે. દશ

કોશીમાં ક્રાંસ પાસેના ડાંગરનાં પાકવાળા ગામોમાં વનસ્પતિના કોહોણથી મેલેરિયા તાવનો રોગ ચાલે છે.

**ખેતીની પેદાશ**--હલકી જાતની રેતાળ જમીનમાં મુખ્ય પાક બાજરીનો છે. ગોરાડુ જમીનમાં કપાસ અને તમાકુ કુવાના પાણીથી ઘઉં, જવ, વરિઆળી, રાજગરો, જીરૂં, આદુ, મરચાં, લસણ, ધાણા, અને શાક-ભાજી વગેરે પકવે છે.

દશક્રોશીમાં મુખ્ય પાક ડાંગરનો છે. તેમાં કમોદ ડાંગર ઉત્તમ છે.

**નદીના ભાઠામાં**—બટાટા, સકરટેટી તડબુચ વગેરે પાકે છે. કેટલાંક ગામોમાં શેરડીનો પાક થાય છે. તેનો ગોળ બનાવે છે તેમાં હીરાપુરનો ગોળ વખણાય છે. આ તાલુકામાં ફળાઉ ઝાડો આંબા, રાયણ, મહુડા, બોરડી છે.

**ખનીજ**—મરડીઆ કાંકરા સાબરમતી અને મેશ્વોના પાત્રમાંથી નીકળે છે. તેને પકવી ચુનો પાડે છે. તે ઘર બાંધવામાં ખપ આવે છે. તે સિવાય બીજા ખનીજ પદાર્થો આ તાલુકામાં નથી.

**જાનવરો**—ખેતી માટે બળદ મુખ્ય છે. કેટલાક પાડાને પણ ઉપયોગમાં લે છે. ભેંસ, ગાય, બકરાં, ઘેટાં, એ દૂધ, ઘી માટે ઉછેરે છે. એ સિવાય ઉંટ. ગધેડાં, અને પોઠી ભાર બરદારી માટે અને ઊંટ અને ઘોડાં સવારી માટે ઉછેરે છે.

અમદાવાદમાં ઘોડા, બળદ, અને ગાયોનું પ્રદર્શન ફેબ્રુઆરી કે માર્ચમાં દર વરસે થાય છે. તેમાં ઉંચી જાતના જાનવરના પાળનારને કમિટી તરફથી ઇનામ અપાય છે.

જંગલી પ્રાણીઓમાં શિઆળ, સસલાં, હરણ, શાહુડી, વરૂ, વગેરે નજરે પડે છે.

**પક્ષીઓ**—મોર, પોપટ, કાગડા, કબુતર, ચકલી, કાબર, તેતર, ગીધ, સમડી, સુગ્રડ, વગેરે અનેક જાતનાં ચિત્રવિચિત્ર પક્ષીઓ જોવામાં આવે છે.

**હુન્નર ઉદ્યોગ**—ગામડામાં જાડું સુતરાઉ કાપડ ઢેડ વણકરો વણે છે. અમદાવાદમાં સુતર અને કાપડ વણવાની ૬૪ ઉપરાંત મીલો છે. વળી શહેરમાં હાથવણાટમાં રેશમી, કસબી સાડીઓ, પિતામ્બર, મુગટા, રેશમી ધોતીજોટા અને ચલોડા, મસરૂ, ગજીઆણી, કસબી મોળીઆં, અંબર, તોઇ, ફીત વગેરે બને છે અને વેચાય છે. અમદાવાદમાં દીવાસળીના અને શાહપુરમાં દેશી કાગળ બનાવવાના કારખાનાં છે.

કંસારા તાંબા પિત્તળના વાસણો બનાવે છે પત્થર કોતરકામની કારીગરી માટે અમદાવાદ જુના વખતથી જાણીતું છે. દૂધ સંચામાં પીલીને તેમાંથી મલાઇ અને માંખણ કાઢવાના કારખાના શહેર અને આસપાસનાં ગામડાંમાં છે. બીજા પરચુરણ કારખાનાં પુષ્કળ છે.

**વેપાર**—દશક્રોશીમાં મુખ્ય વેપાર, ધાન્ય, તેલી બીયાં કપાસ, તમાકુ, સુતર, અને કાપડનો છે. આગગાડી નહોતી ત્યારે અમદાવાદથી ધોલકા, પ્રાંતીજ અને કુહા થઇને કપડવંજ તરફ શહેરનો અને આસપાસનો કાચો માલ આવતો અને જતો હતો.

**વેપારનાં સાધનો**—૧ રસ્તા—કાચી સડકો અને પાકી સડકો એક બીજાં ગામો અને શહેર સાથે સંબંધ ધરાવતા ધોરી માર્ગો ઉપર છે.

અમદાવાદથી ધોળકા, બારેજા, નરોડા, સાણંદ સરખેજ, કુહા વગેરે સ્થળે વચ્ચે કાચી સડકો બાંધેલી છે. તે માર્ગે ગાડાંવાટે ગામડાંનો માલ ધાન્ય, તેલી બીઆં, કાકી, ઘી,

રૂ, વગેરે માલ આવે છે અને કાપડ, ગોળ, ખાંડ, કાટમાલ વગેરે માલ જાય છે.

**રેલવે** —બી, બી, એન્ડ, સી, આઇ, (મુંબાઈ, વડોદરા એન્ડ સેંટ્રલ ઇંડિઆ) રેલવેને લીધે છેક દક્ષિણમાંથી પુના, કોલાપુર, મુંબઇ, સુરત, આણંદ, ગોધરા, નડિઆદ તરફનો જથાબંધ માલ આવે જાય છે.

તાપ્તીવેલી રેલવેથી ડાંગ જંગલનો; ગોધરા રતલામ રેલવેથી ધાન્ય, ઇમારતી સાગ તેમજ જળાઉ લાકડાં પુષ્કળ આવે છે. નડિઆદ કપડવણ રેલવે અને બીજી નાની રેલવો થવાથી પણ માલ આવે જાય છે.

**રાજપુતાના માલવા રેલવે**—મારફતે રાજપુતાના, ઉત્તર ગુજરાત, ઉત્તર હિંદુસ્તાનનો દિલ્હી, અજમેર વગેરે સ્થળેથી માલ આવે જાય છે.

અમદાવાદ પ્રાંતીજ રેલવે મારફતે પ્રાંતીજ, મોડાસા હિંમતનગર, ઇડર, અને ખેડબ્રહ્મા તે તરફથી સરહદના ડુંગરોનો માલ અમદાવાદ આવે છે અને અમદાવાદનો માલ તે તરફ જાય છે.

દસક્રોઈ તાલુકામાં અને આસપાસ ઉપલી રેલવેઓ આવેલી હોવાથી વેપાર અને મુસાફરીની સરળતા થઈ છે.

અમદાવાદ ધોળકા ધંધુકા રેલવે મારફતે ધોળકા અને ભાલ પ્રદેશનો માલ આવે જાય છે.

**વાહનો**—શહેરમાં અને શહેર આસપાસના ગામડાં વચ્ચે હાલમાં મોટરો ચાલે છે. સિવાય, ઘોડાગાડી, બળદ ગાડી, એકા, ગાડાં, ઘોડાં, અને ઉંટ મારફતે લોકો મુસાફરી કરે છે.

**પોસ્ટ અને તાર ઓફીસો**—અમદાવાદ શહેરનો દેશાવર સાથે વેપાર વધતો જતો હોવાથી સંદેશા પહોંચા-

# અમદાવાદ શહેર અને પરાનો નકશો.

સમજુતી.

- મસજીદ અથવા મંદિર
- કાચા રસ્તા
- સડક
- રેલ્વે
- તળાવ
- વસ્તી
- શહેરનો કોટ



સ્કેલ બે ઈંચમાં એક માઈલ પ્રમાણે.

૦ ૧૦ ૨૦ ૪૦ ૬૦ ૮૦ ૧૦૦ ૧૨૦ ૧૪૦ ૧૬૦ બે માઈલ.

ડવા માટે જ્યાં ત્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં તે સ્થળનાં અગત્યના પ્રમાણે નાની મોટી પોસ્ટ ઓફીસો ખોલવામાં આવેલી છે. તેમજ તેની સાથે તાર ઓફીસોનું પણ જોડાણ કરેલું છે. નાનાં ગામોમાં બ્રાન્ચ પોસ્ટ ઓફીસો ખોલેલી છે તેનું કામ ઘણે ભાગે નિશાળના મહેતાજી પાસે હોય છે.

પોસ્ટ ઓફીસોમાં કાગળો વહેંચવા અને દેશાવર મોકલવા, મનીઓર્ડર, પારસલ સેવિંગ બેંક વગેરે કામ-કાજ થાય છે.

**તાલુકાના વિભાગો**—દસકોસી એટલે દસક્રોઇ. આ તાલુકાનો અમદાવાદ શહેરની ઉત્તર દિશામાં આવેલો ભાગ ઉત્તર દસક્રોઇ અને દક્ષિણ દિશામાં આવેલો દક્ષિણ દસક્રોઇ એવા બે ભાગ હાલમાં પાડેલા છે. તેથી દસક્રોઇને બદલે હવે એ બે તાલુકા જુદા ગણાય છે.

આ ઉત્તરદસક્રોઇ અને દક્ષિણદસક્રોઇ તાલુકાના દરેક ભાગમાં ૭૫ થી ૮૦ ગામો છે તેનો વહીવટ મામલતદાર કરે છે. ગામનો વહીવટ તલાટી કરે છે.

## ઉત્તર દસક્રોઇ તાલુકો.

**વસ્તી**—૩૫૦૨૭૫ માણસની છે. તેમાં અમદાવાદ શહેર આવેલું છે. તેની વસ્તી ૨૭૦૯૧૪ માણસની છે, તે જતાં બાકીનાં ગામોમાં ૭૯૩૬૧ માણસની વસ્તી છે.

**નદીઓ**—સાબરમતી અને ખારી.

**રેલવે સ્ટેશનો**—અમદાવાદ, સાબરમતી, ખારજ, ખોડીઆર, એલિસબ્રીજ, સરખેજ, મોરૈયા, આમલીશેડ, અસારવા, નરોડા, મેદરા.

**મુખ્ય ગામો**—નરોડા, અડાલજ, ઉવારસદ, સરખેજ, કોચરબ, અચેર, ગોમતીપુર, નિકોલ, ચાંદખેડા, સૈજપુર, વળાદ, રાયપુર, કોબા, વાડજ, ઓગણજ વગેરે.

**ઇનામી ગામો**—ઓગણજ રા. બ. રણછોડલાલ છોટાલાલનું. નિકોલ–રા. બા. ભોળાનાથ સારાભાઇનું. વાસણા–શાહઆલમવાળા સૈયદ મુસામીઆનું. વેજલપુર—ગોસ્વામીમહારાજનું છે. આ ગામો સરકારની સારી નોકરી કર્યા બદલ ઈનામમાં મળેલા અથવા તો વેચાણ લીધેલાં હોય કોઇને દેવપુજા માટે પણ મળેલાં હોય છે. એ ગામોની ઉપજ તે તે ગામના ઇનામદારો લે છે.

---

## જાણવા લાયક સ્થળો.

**અમદાવાદ**—એ ગુજરાતની રાજધાનીનું શહેર છે. અહીં સુતરાઉ રેશમી અને કસબી કાપડ સારૂં થાય છે.

**ગોમતીપુર**—એને પહેલાં વેંગણપુર કહેતા. તે શામળ કવિની જન્મભૂમિ છે. અહીં નરસિંહજીનું મંદિર છે. કારતક સુદ ૧ ના રોજ મેળો ભરાય છે.

**કુહા**—શંકરભાઇની હવેલી જોવા લાયક છે.

**કોચરબ**—આદુ, ડુંગળી, મેથી, બટાટા, પાકે છે. ત્યાં ઘોડા કુવાનો બાગ છે. તેમાં સુંદર ફૂલો થાય છે.

**અડાલજ**—ત્યાં જુની વાવ છે તેમાં સુંદર કોતરણી કામ છે.

**અચેર**—અહીંઆ ભાવસારોની વસ્તી છે. તેઓનું રંગાટી કામ સારૂં થાય છે, અને વખણાય છે.

**સરખેજ**—સરખેજમાં મહમદ બેગડાની અને તેના ગુરૂ ગંજબક્ષની કબરો ઉપર બાંધેલો સુંદર રોજો છે. પાસે એક મોટું તળાવ છે. રોજામાં ચાંદીની એક સાંકળ છે. પહેલાં ગળી ઘણી નીપજતી તેથી ત્યાં વલંદાની કોઠી પણ હતી.

**પેદાશ**—મુખ્ય પાક આ તાલુકામાં બાજરી, જુવાર, કઠોળ, ડાંગર, એ ધાન્ય, શાક ભાજી, અને શેરડીનો છે.

## દક્ષિણ દસક્રોઈ તાલુકો.

**વસ્તી**—૬૩૬૯૯ માણસની છે

**નદીઓ**—સાબરમતી, મેશ્વો અને ખારી છે.

**રેલવે સ્ટેશનો**—વટવા, બારેજડી.

**મુખ ગામો**—વટવા, બારેજા, જેતલપુર, અસલાલી, હીરાપુર, કાસીંદ્રા, ગીરમથા, કણભા, પારાણુા, લાંભા, ભુવાલડી, ખોખરા મહેમદાવાદ, વહેલાલ, વીસલપુર, ગામડી, મીરોલી, વાંચ, હાથીજણ, પાલડી, રામોલ, ધામતવાણ, મહીજડા, નાંદેજ, ઓડ, વસાઇ.

**ઇનામી ગામો**—ઈશનપુર—શાહઆલમવાળા સૈયદ સાહેબનું છે. સૈજપુર—કુજાડ—પાદશાહી દિવાનનાં છે.

**નારોલી**—શ્રીયુત માવલંકરનું છે. વાંચ-અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે. વહેલાલ-મુનસી સાહેબનું છે.

**વટવા**—એ ત્યાંના સૈયદ સાહેબનું છે.

## જાણવા લાયક સ્થળો.

**અસલાલી, જેતલપુર, બારેજા**-અહીં પાટીદારની વસ્તી વિશેષ છે. એ ગામોમાં પુષ્કળ ડાંગર, ચંડોળા તળાવમાંથી પાણી લેઇ પકવે છે. અસલાલીમાં અમીનોની હવેલીઓ જોવા જેવી છે.

**જેતલપુર**—અહીં સ્વામિનારાયણનું મંદિર અને તળાવ જોવા જેવા છે. ત્યાં અષાડ સુદી ૧૧ એ મેળો ભરાય છે. અહીં જુનો પડી ગએલો કિલ્લો છે.

**વટવા**—રોજો અને મસીદ જોવા જેવાં છે. અહીંની કેરીઓ વખણાય છે. ગામમાં રાધાવલ્લભીઓનું મંદિર છે.

**હીરાપુર અને કાસીંદ્રા**—આ બંને ગામોમાં શેરડી પકવી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે. ગુજરાતમાં સારામાં સારો ગોળ અહીં બને છે.

**કણભા**—કણભામાં સ્વામીનારાયણ અને રામજીનાં મંદિર છે. આ ગામમાં ગળીનો પાક થાય છે.

**લાંભા**—લાંભા ગામથી અડધો ગાઉ દૂર બળીઆ કાકાનું ધામ છે. ત્યાં અમદાવાદ અને તેની આસપાસના લોકો બાધા મુકવા આવે છે.

**ભુવાલડી**—ભુવાલડીમાં ગળી અને કરિઆતુ થાયછે.

**ગીરમથા**—એની પાસે પીરાણાનો રોજો છે તે જોવા લાયક છે; હિંદુ અને મુસલમાન બન્ને પીરાણાને માને છે. અહીં રમજાન, શ્રાવણ, ભાદરવા સુદી બીજે મેળો ભરાય છે. ચૈત્ર સુદી ૧ ના રોજ હિંદુ મુસલમાનોનો મોટો મેળો ભરાય છે.

**પેદાશ**—આ તાલુકામાં મુખ્ય પાક ડાંગરનો છે અને તે બધા ગુજરાતમાં વખણાય છે. આ શિવાય શેરડી, વરિઆળી, ગળી, કરિઆતુ, બાજરી, જુવાર, કઠોળ વગેરે ધાન્ય નીપજે છે.

**કન્યાશાળાઓવાળાં ગામો**—નરોડા, વહેલાલ, કોચરબ, કુહા, અસલાલી, જેતલપુર, બારેજા, હીરાપુર, ઉવારસદ.

**ગુજરાતી નિશાળોવાળાં ગામો**—ગામડી, દેવડી, મીરોલી, વાંચ, હાથીજણ, પાલડી, રામોલ, મહીજડા, નાંદેજ, ઓર, વસાઈ, વળાદ, ઓગણુજ, રાયપુર, કુબડથલ

ચાંદખેડા, વાડજ, પોર, પસુજ, સાંણોદા, ખોરજ, કોબા, નીકોલ, ઈંદોડા, સૈજપુર, લાલી.

---

## *નદીઓ ઉપરના ગામો–સાબરમતી નદીપર,

અચેર, અમદાવાદ, કોચરબ, પાલડી. ખારી–સાણોદા રાયપુર, વહેલાલ, ભુવાલડી, ગામડી, ગંગા. મેશ્વો–ચાંડીઅલ, વડોદ.

---

## અમદાવાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે ગાયકવાડી મુલક ને મહીકાંઠા એજંસિ; દક્ષિણે ભાવનગરનું રાજ્ય; પૂર્વે ખંભાતનો અખાત, ખંભાતનું રાજ્ય ને ખેડા જિલ્લો, તથા પશ્ચિમે કચ્છનું રણ ને કાઠિઆવાડ એજંસિ છે.

**નદીઓ**—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, માજુમ, ભાદર, ભોગાવો ને હાથમતી.

**હવાપાણી**–ઉત્તર વિભાગના બીજા જિલ્લા કરતાં અહીં દરીઓ પાસે ન હોવાને લીધે, તાપ તેમ ટાઢ અતિશય પડે છે. ઘોઘા તરફ દરીઓ નજીક હોવાથી તાપ ઓછો લાગે છે. વસ્તી આઠ લાખ નેવું હજાર નવસો અગીઆર માણસની છે.

**પાક**—બાજરી, ડાંગર, જુવાર, કઠોળ, તલ અને કપાસ, ભાલમાં ઘઉં સારા થાય છે.

**તાલુકા**—(૧) ઉત્તર દસક્રોઇ [૨) દક્ષિણ દસક્રોઇ (૩) પ્રાંતીજ (૪) વીરમગામ (૫) ધોળકા (૬) ધંધુકા.

**મહાલ**–(૧) સાણંદ (૨) મોડાસા ને (૩) ઘોઘા.

**વસ્તી**—૮૯૦૯૧૧ માણસની છે.

---

## પ્રાંતીજ તાલુકો.

**ગામ**–પ્રાંતીજ, મોડાસા, ઓરાણુ, ગાબટ, ધન્સુરા, ચોઇલા ને દહેમાઇ.

**નદીઓ**––સાબરમતી, વાત્રક, માજુમ, ખારી.

મોડાસામહાલમાં ડુંગરો અને જંગલો છે.

અમદાવાદના રહેવાસીઓને વધારે પાણી પુરૂં પાડવા માટે પહેલાંના વખતમાં અહમદશાહ સુલતાને, હાથમતી ઉપર બંધ બધાવી તેને વાળી લીધેલી છે.

પ્રાંતીજથી સાબુ પરદેશ ખાતે જાય છે.

## વીરમગામ.

**ગામ**–વીરમગાંમ, ઓગણુ દેત્રોજ, ગોરૈયાં, રામપુર, સીતાપુર, પાટડી, માંડળ, અને ખારાઘોડા.

**નદી**––નથી, પણ પરાક્રમી સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીનાં બંધાવેલાં મુનસર ને ગંગાસર એ તળાવ છે.

**સ્ટેશન**––વીરમગામ, પાટડી, દેત્રોજ, ખારાઘોડા.

**તાલુકદારોનાં ગામ**––પાટડી, અને માંડળ.

ખારાઘોડામાં મીઠું પાકે છે.

વીરમગામ અનાજ અને રૂના વેપાર માટે જાણીતું છે, ત્યાં કપાસ લોઢવાના કારખાનાં, કાપડ વણુવાનાં કારખાનાં છે.

વસ્તી [ ૨૬૨૬૦ ]

## ધોળકા તાલુકો

મહાભારતનું વૈરાટ નગર તેજ આ 'ધોળકા.' તે ઘણું પ્રાચીન છે. ત્યાં સુંઠ, દાડમ અને જમરૂખ સારાં થાય છે. પણ ધોળકાનાં હવાપાણી ખરાબ છે. આ તાલુકાનો ઘણોખરો ભાગ તાલુકદારો [ ગરાશીઆ ] નો છે.

**ગામ**–ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, વકૈઠા.

**નદી**--નથી, પણ પરાક્રમી સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીએ બંધાવેલું મલાવ તળાવ છે.

**સ્ટેશનો**—ધોળકા અને બાવળા. ધોળકામાં મામલતદાર તથા મુન્સફની કચેરીઓ છે. ધોળકા તાલુકાની પશ્ચિમે નળ નામે ખારાં પાણીનું સરોવર છે તેને નળકાંઠો કહે છે.

વકૂઠાની પાસે સાત નદીઓ એકઠી થાય છે ને કારતકી પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

દાડમ, જમરૂખ, સુંઠ વગેરે બહારગામ જાય છે. વસ્તી (૧૩૬૦૦).

## ધંધુકા તાલુકો.

**નદીઓ**—ભાદર, ગોમા, નીલકા, ઉતાવળી.

**ગામ**—ધંધુકા, ધોલેરા, બરવાળા, રાણપુર, ખસ ને ગાંફ. ધંધુકામાં મામલતદારની મુન્સફની તથા કસ્ટમખાતાની ઓફિસો છે.

ધોલેરાબંદર પુરાઇ ગયું છે. તેમાં પાણીની બહુ તંગી વેઠવી પડે છે. ધોલેરા ખંભાતના અખાત પર છે અને અહીંથી પુષ્કળ રૂ પરદેશ ચઢે છે.

ભીમનાથ નીલકા નદી ઉપર આવેલું છે. ત્યાં દર શ્રાવણ વદી અમાસ ઉપર મેળો ભરાય છે.

**ઘોઘા**—એ અગાઉના વખતમાં એક નામીચું બંદર હતું. પણ હાલ તે પડી ભાંગ્યું છે. દરિયો પાસે હોવાથી ઉનાળાની રૂતુમાં ઘોઘાની હવા બહુ સારી રહે છે. વસ્તી (૪૧૮૬). મોડાસા, સાણંદ, ઘોઘા એ ત્રણ પેટામહાલના જુદા જુદા અમલદાર નીમેલા છે તે દરેકને મહાલકારી કહે છે.

## પ્રશ્નોત્તર માળા.

**સવાલ**—દિશાઓ કેટલી છે ? **જવાબ**—ચાર છે.

**સવાલ**—ચાર દિશાઓના નામ બોલો ?

**જવાબ**—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ.

**સવાલ**—ખૂણા કેટલા છે ? **જવાબ**—ચાર છે.

**સવાલ**—ચાર ખૂણાનાં નામ બોલો ?

**જવાબ**—અગ્નિ, નૈઋત્ય. વાયવ્ય, ઇશાન.

**સવાલ**—અગ્નિ ખૂણો કોને કહે છે ?

**જવાબ**—પૂર્વ ને દક્ષિણ વચ્ચે જે ખૂણો આવે તેને અગ્નિ ખૂણો કહે છે.

**સવાલ**—વાયવ્ય ખૂણો કોને કહે છે ?

**જવાબ**—પશ્ચિમ અને ઉત્તર વચ્ચે જે ખૂણો આવે તેને વાયવ્ય ખૂણો કહે છે.

**સવાલ**—ઈશાન ખૂણો કોને કહે છે ?

**જવાબ**—ઉત્તર અને પૂર્વ વચ્ચે જે ખૂણો આવે તેને ઇશાન ખૂણો કહે છે.

**સવાલ**—નૈઋત્ય ખૂણો કોને કહે છે ?

**જવાબ**—દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના ખૂણાને નૈઋત્ય ખૂણો કહે છે.

**સવાલ**—અનુભાઇ તું કઇ પોળમાં રહે છે ?

**જવાબ**—સાહેબ હું ધનાસુતારની પોળમાં રહું છું.

**સવાલ**—ધનાસુતારની પોળમાં કઈ પોળમાં રહે છે ?

**જવાબ**—સાહેબ હું ગજ્જરના ચોકઠામાં રહું છું.

**સવાલ**—ગજ્જરનું ચોકઠું કેમ કહેતા હશે ?

**જવાબ**—સાહેબ ત્યાં આગળ ગજ્જર રમણલાલ ગોરધન-દાસ નામના પ્રખ્યાત માણસ રહે છે, ને તેમની

મોટી હવેલી આવેલી છે, તેથી તેને ગજ્જરનું ચોકઠું કહે છે.

**સવાલ**—તારી પોળમાં કેટલી પોળો છે ?

**જવાબ**—સોનાની પોળ, સરૈયાની પોળ, પટવા શેરી, દેરાપોળ, સાળવીની પોળ, શુકલની ખડકી, રતન ખડકી, લાવરીની પોળ, ચોખાવટીઆની પોળ, ગુદીની પોળ, હાંલ્લાની પોળ, ઝારોલાની પોળ, એ પોળો આવેલીછે.

**સવાલ**—તારી પોળમાં ખડકીઓ કેટલી છે ?

**જવાબ**—એ ત્રણ ખડકીઓ છે.

**સવાલ**—ખડકી કોને કહેતા હશે ?

**જવાબ**-દશ બાર ઘર કે તેથી વધારે ઘર આવેલા હોય તેને ખડકી કહે છે.

**સવાલ**—પોળ કોને કહેતા હશે ?

**જવાબ**—ખડકી કરતાં વધારે ઘરો આવેલા હોય તેને પોળ કહે છે.

**સવાલ**—શહેર કોને કહેતા હશે ?

**જવાબ**—જેમાં હાર બંધ, છોબંધ ઘરો આવેલા હોય ને મોટાં બજાર આવેલા હોય તેને શહેર કહે છે.

**સવાલ**—અનુભાઇ તું કયા શહેરમાં રહે છે ?

**જવાબ**—અમદાવાદ શહેરમાં રહું છું.

**સવાલ**-અમદાવાદ શહેર કોણે વસાવ્યું ?

**જવાબ**—અહમદશાહ પાદશાહે આ શહેર વસાવ્યું છે તેના નામ ઉપરથી અમદાવાદ પડયું છે.

**સવાલ**—અમદાવાદ શહેરનો કોટ કોણ પાડી નાંખતું હતું?

**જવાબ**—માણેકનાથ બાવો કોટ પાડી નાંખતા હતા.

**સવાલ**—આપણા શહેરમાં નદીઓ કેટલી છે તેનુંનામ કહો?

**જવાબ**— એક, ને તેનું નામ સાબરમતી.

**સવાલ**—અમદાવાદ શહેરમાં બાગ કેટલા છે?

**જવાબ**—પાંચ બાગ છે.

**સવાલ**—રીચીરોડ શા ઉપરથી પડયો હશે?

**જવાબ**—રીચી નામના કલેકટર સાહેબના વખતમાં બંધાયો માટે તેનું નામ રીચીરોડ પડયું છે.

**સવાલ**—રીડરોડ શા ઉપરથી પડયો હશે?

**જવાબ**—રીડ નામના કલેકટર સાહેબના વખતમાં બંધાયો માટે તેનું નામ રીડરોડ પડયું છે.

**સવાલ**—મોટામાં મોટી પોળ કઇ હશે?

**જવાબ**—માંડવીની પોળ.

**સવાલ**—શહેરમાં મોટામાં મોટો કિલ્લો કયો?

**જવાબ**—ભદ્રનો કિલ્લો.

**સવાલ**—શ્રાવકોનું મોટામાં મોટું દેવળ કયું છે?

**જવાબ**—હઠીસીંગની વાડી.

**સવાલ**—મુસલમાનની મોટામાં મોટી મસીદ કઇ છે?

**જવાબ**—જુમામસીદ.

**સવાલ**—ગોસ્વામીનું મંદિર કઇ પોળમાં આવ્યું?

**જવાબ**— ડોસીવાડાની પોળમાં.

**સવાલ**—માણેકચોકમાં શું શું જોવા લાયક છે?

**જવાબ**—બાદશાહનો હજીરો. રાણીનો હજીરો, શર બજાર, બહુચરાજીનું મંદીર, માણેકનાથનું મંદિર, શાકમારકીટ.

**સવાલ**—શહેરમાં મોટામાં મોટો રસ્તો કયો છે?

**જવાબ**—રીચીરોડનો.

**સવાલ**—રીચીરોડપર મોટામાં મોટી બેંક કઇ આવી છે?

**જવાબ**— ધી સેન્ટ્રલ બેંક ઓફ઼ ઇન્ડીયા લીમીટેડ.

**સવાલ**—શહેરના મુખ્ય ભાગો બોલો?

જવાબ—ખાડીઆ, સારંગપુર, કાલુપુર, રાયપુર, આસ્તોડીઆ, જમાલપુર, રાયખડ, ભદ્ર, ખાનપુર, શાહપુર, દરીઓ, દરિયાપુર, પાનકોર, ઝવેરીવાડ, ખાસ બજાર, માણેકચોક, કારંજ.
સવાલ—રાયપુરમાં કયા કયા મંદિરો આવેલા છે?
જવાબ—શ્રી દ્વારકા નાથજીનું, મોરલીધરનું, રાધાવલ્લભનું, છબીલા હનમાનનું, બીજા નાના મંદિરો ઘણા છે.
સવાલ—અસાડ સુદ ૨ ના રોજ રથ ક્યાંથી નીકળે છે?
જવાબ—જગન્નાથજીના મંદિરમાંથી.
સવાલ—જગન્નાથજીનું મંદિર કયાં આવ્યું?
જવાબ—જમાલપુર દરવાજા બહાર.
સવાલ—શહેરમાં ઉંચી જમીન કઇ છે?
જવાબ—ખાડીઆ, કાળુપુર ને રાયપુરની.
સવાલ—નીચી જમીન કઇ છે?
જવાબ—જમાલપુર, રાયખડની છે.
સવાલ—શહેરની વસ્તી કેટલી છે?
જવાબ—બેલાખ સીતેર હજાર નવસોને ચોસઠ માણસની છે.
સવાલ—કાળુપુર દરવાજા બહાર શું આવેલું છે?
જવાબ—સાકરબજાર, દાણાબજાર, કપાસીઆ બજાર, એરંડાબજાર, ઘીબજાર, પરચુરણ બજારો.
સવાલ—શહેરમાં મોટામાં મોટો હોલ કયો છે?
જવાબ—પ્રેમાભાઇ હોલ છે.
સવાલ—શહેરમાં મોટામાં મોટી હવેલી કઇ છે?
જવાબ—ગાયકવાડની હવેલી છે.
સવાલ—કાંકરીઉં તલાવ કયા દરવાજા બહાર આવ્યું?
જવાબ—રાયપુર દરવાજા બહાર આવ્યું છે.
સવાલ—મોટામાં મોટો બાગ કયો છે?

**જવાબ**—વિકટોરીઆ ગાર્ડન છે.
**સવાલ**—રીચીરોડ ઉપર કયો પુલ આવ્યો છે?
**જવાબ**—ફર્નાન્ડીઝ બ્રીજ આવ્યો છે.
**સવાલ**—ફર્નાન્ડીઝ બ્રીજ શા નામ પરથી પડ્યો હશે?
**જવાબ**—ફર્નાન્ડીઝ નામના મેજીસ્ટ્રેટના નામ ઉપરથી.
**સવાલ**—ભદ્રકાલી માતાના સામે એક બાવલું છે તે કોનુંછે?
**જવાબ**—ફિલપોટસ સાહેબનું બાવલું છે.
**સવાલ**—ફિલપોટસ સાહેબ કોણ હતા?
**જવાબ**—ડિસ્ટ્રિક્ટ જડજ સાહેબ હતા.
**સવાલ**—ટેમ્પલ ગાર્ડન શા પરથી પડ્યું હશે?
**જવાબ**—સર રિચર્ડ ટેમ્પલ નામના ગવર્નર સાહેબના નામ પરથી.
**સવાલ**—ધનાસુતારની પોળમાં કયું મંદિર છે?
**જવાબ**—અંબાજી માતાનું મંદિર છે.
**સવાલ**—જુની કારીગરીમાં કયું મંદિર પ્રખ્યાત છે?
**જવાબ**—સ્વામીનારાયણનું મંદિર.
**સવાલ**—મહા પ્રભુજીની બેઠક કયાં આગળ આવેલી છે?
**જવાબ**—અસારવામાં.
**સવાલ**—મ્યુનિસિપાલિટિના પાડેલા મુખ્ય ભાગો બોલો?
**જવાબ**—કાળુપુર, ખાડીઆ, દરીયાપુર, જમાલપુર, શાહપુર, રાયખડ, કાજીપરૂ, શાહીબાગ, અસારવા રેલવેપરા, શહેરકોટડા, સરસપુર. ગોમતીપુર, રાજપુર, હીરપુર, બેરામપુર, એલીસબ્રીજ.
**સવાલ**—શહેરના મધ્ય ભાગમાં કોની વસ્તી છે?
**જવાબ**—નાગર, ક્ષત્રિ, બ્રાહ્મણ વગેરે ઉચ હિંદુ વર્ણની છે!
**સવાલ**—શાહપુરમાં કોની વસ્તી છે?
**જવાબ**—મુસલમાન તથા હિંદુની.

સવાલ—દક્ષિણ દસક્રોઇના રેલવે સ્ટેશનો બોલો ?
જવાબ—વટવા ને બારેજડી.
સવાબ—ઉત્તર દસક્રોઇના રેલવે સ્ટેશનો બોલો ?
જવાબ— અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આંબલીરોડ, ખોરજ, અસારવા, નરોડા, વલાદ, સરખેજ, મોરૈયા.
સવાલ—અડાલજમાં શું જોવા જેવું છે ?
જવાબ—વાવ જોવા જેવી છે.
સવાલ—સરખેજમાં શું જોવા જેવું છે ?
જવાબ—રોજા જોવા લાયક છે.
સવાલ—હીરાપુર અને કાસીંદ્રામાં શું વખણાય છે ?
જવાબ—ગોળ વખણાય છે.
સવાલ—લાંભામાં શેનું ધામ છે !
જવાબ—બળીઆ કાકાનું ધામ છે.
સવાલ—ભુવાલડીમાં શું થાય છે ?
જવાબ—ગળી અને કરિયાતુ થાય છે.
સવાલ—ઇનામી ગામો કયા કયા છે ?
જવાબ—નિકોલ, ઓગણજ, વાસણા, વેજલપુર, ઇસનપુર, સૈજપુર, કુજાડ, નાલોલ, વાંચ, વસ્ત્રાલ, વટવા.
સવાલ—ઓગણજ કોના તાબે છે ?
જવાબ—રા. બા. રણછોડલાલ છોટાલાલના તાબે છે.
સવાલ—નિકોલ કોના તાબે છે ?
જવાબ—રા. બા. ભોળાનાથ સારાભાઇના તાબે છે.
સવાલ—વાસણા કોના તાબે છે ?
જવાબ—શાહઆલમવાળા સૈયદ મુસામીયાનું છે.
સવાલ—શૈજપુર કોના તાબે છે !
જવાબ—પાદશાહી દિવાનનું છે.
સવાલ—વાંચ કોના તાબે છે !

**જવાબ**—અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે.
**સવાલ**—વટવા કોના તાબે છે?
**જવાબ**—સૈયદ સાહેબનું છે.
**સવાલ**—અમદાવાદ જીલ્લાના તાલુકા બોલો.
**જવાબ**—ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દશક્રોઇ, પ્રાંતીજ, વીરમગામ, ધોળકા ધંધુકા.
**સવાલ**—તાલુકાના ઉપરીને શું કહે છે?
**જવાબ**—મામલતદાર કહે છે
**સવાલ**—પેટામહાલ કેટલા છે? ને કયા કયા?
**જવાબ**—ત્રણ; સાણંદ, મોડાસા, ઘોઘા.
**સવાલ**—મહાલના ઉપરીને શું કહે છે?
**જવાબ**—મહાલકારી કહે છે.
**સવાલ**—જીલ્લાના ઉપરીને શું કહે છે?
**જવાબ**—કલેકટર સાહેબ કહે છે.
**સવાલ**—જીલ્લાના કયા કયા તાલુકાની હવા ચોમાસામાં બગડે છે.
**જવાબ**—વીરમગામ, ને ધોળકા તાલુકાની.
**સવાલ**—ખારાઘોડામાં શું પાકે છે?
**જવાબ**—મીઠું.
**સવાલ**—ધોળકા તાલુકાનું શું વખણાય છે?
**જવાબ**—દાડમ, જામફળ, સૂડ, કેળાં વખણાય છે.



# જાહેર ખબર.

અમારે ત્યાંથી નવા ધોરણને અનુસરીને
વિષયો સાથે તઇયાર કરેલી પહેલેથી
ધોરણ સુધીની નોટો નવિન પદ્ધતિ
તઇયાર કરવામાં આવેલા લાલશંકર કૃત
ગણીતનો તથા ગોખલે કૃત ગણિતનો
કિન્ડરગાર્ટનની નવિન પદ્ધતિ સાથેનો
હીસાબ ભા. ૧ લો. સુખગણીત અગીઆ
બીક ધોરણને માટે કોરી ડ્રોઇંગ બુક
ચીતરેલી ડ્રોઇંગ બુકો નવાં ધોરણ મુજબ
ક્ષણને લગતાં કિન્ડરગાર્ટનનાં સાહિત્યો
તથા ગુજરાતી અને ઇંગ્રેજી સ્કુલોમાં ચ
અને ઇનામ લાઇબ્રેરીના તમામ પુસ્તકો
ને ગુજરાતી ડીક્ષનેરીઓ પાઠમાળા તથા
ચોપડી તથા રીડરો ગાઇડો નાની મોટી
નવા વરસની ફેન્સી ડાયરીઓ અને
પેન્સીલ વીગેરે સ્ટેશનરી સામાન જે
મત ભાવે મળશે વેપારીઓ તથા માસ્ત
સારૂ કમીશન આપવામાં આવશે.

પત્રવ્યવહાર કરવાનું ઠેકાણું.

**નારણભાઇ મોતીલાલ શા**

બુકસેલર એન્ડ પબ્લીશર

રીચીરોડ—અમદાવાદ.